શેઠ સોરાબજી જમશેદજી જીજીભાઈ ઇનામી નિબંધ.

# दैवज्ञदर्पण.

એટલે

જોશીઓનું સાચ જૂઠ દેખાડી આપવાની

આરશી.

---

રચનાર

કવિ દલપતરામ ડાહ્યાભાઇ

પ્રગટ કરનાર

ગૂજરાત વર્નાક્યુલર સોસાઇટી તરફથી

હીરાલાલ ત્રીભોવનદાસ પારેખ,

આસિ. સેક્રેટરી, અમદાવાદ.

આવૃત્તિ ચોથી, નકલ ૫૦૦.

સંવત્ ૧૯૮૧—ઇસ્વી સને ૧૯૨૫.

કિંમત ચાર આના.

દોહરો.

જથાર્થ ઘાટ જણાય તો, રૂદે ન ધરશો રોષ:
વક્રપણું નિજ વદનમાં, દર્પણનો શો દોષ. ૧

---

श्लोकः

गणिका गणकौ समानशीलौ ।
निज पंचाग निदर्शकावुभौ ॥
अधमोत्तमयोः प्रकाम तुष्ट्यै ।
विधिना वित्तहरौ विनिर्मितौ ॥ १ ॥

---

મુદ્રણસ્થાનઃ જ્ઞાનમન્દિર મુદ્રણાલય,
રાયપુર, વાંઘેશ્વરની પોળ—અમદાવાદ.
મુદ્રકઃ શંકરરાય અમૃતરાય.

# પ્રસ્તાવના.

---

ગૂજરાત વર્નાક્યુલર સોસાઇટીએ તા. ૧ આગષ્ટ સને ૧૮૭૨ ના 'બુદ્ધિપ્રકાશ' માં એવી જાહેરખબર છાપી કે "જ્યોતિષના ફળગ્રંથનું અનુપયોગીપણું, અને લોકો જોશીઓથી કેવી રીતે ઠગાય છે?" એ વિષે સારામાં સારો નિબંધ બુદ્ધિપ્રકાશનાં પૃષ્ટ ૫૦ જેટલો લખનારને મુંબઇના શેઠ સોરાબજી જમશેદજી જીજીભાઈની વતી રૂ. ૧૦૦) નું ઇનામ આપવામાં આવશે.

એ ઉપરથી, અને મારા દેશીમિત્રોનો વહેમ મટાડવા સારૂ આ નિબંધ રચવાની મારી ઇચ્છા થઈ. હવે ઉપર લખેલા સોસાઇટીના પ્રશ્નમાંથી બે મતલબો નીકળે છે. એક તો જ્યોતિષના ફળગ્રંથનું અનુપયોગીપણું, અને બીજું લોકો જોશીઓથી કેવી રીતે ઠગાય છે તે. એ બે બાબતોના ખુલાસા વાસ્તે આ ગ્રંથના બે ભાગ કરેલા છે, તેમાં માગેલી બીજી બાબતનો ખુલાસો આ નિબંધના પહેલા ભાગમાં છે, અને પહેલી બાબતનો ખુલાસો બીજા ભાગમાં છે.

હાલમાં વાર્ત્તાઓ વાંચવાનો શોખ લોકોમાં વધારે જણાય છે, અને સાદા નિબંધ કરતાં વાર્ત્તામાં રસ અલંકાર વધારે ભેળવીને ગ્રંથ રસિક કરી શકાય, માટે આ નિબંધ વાર્ત્તાના ઘાટમાં રચ્યો છે. પહેલા ભાગમાં કેટલાએક દાખલા ખરેખરા બનેલા તે લખ્યા છે, અને કેટલાએક કલ્પિત લખ્યા છે, પણ જો વાંચનાર તપાસ કરશે તો એવા બનતા દાખલા હરેક ઠેકાણેથી મળી આવશે.

જેવી આપણી પૃથ્વી છે, તેવા ગ્રહો પણ એવી પૃથ્વીઓ છે, અને તે સૂર્યની આસપાસ ફરે છે. તેઓનાં કદ, અને તેઓની ગતિ વગેરે જાણવાની જેની મરજી હોય તેણે ખગોળવિદ્યાનો તરજુમો ગુજરાતીમાં છપાયો છે, તે પુસ્તક વાંચવું, અથવા મહેતાજી પીતામ્બર-

દાસ ત્રિભોવનદાસે જ્યોતિષ વિષે એક નિબંધ પ્રગટ કરેલો છે, તેમાં કેટલીએક બાબતો જાણવા લાયક છે તે આમાં લખી નથી માટે તે નિબંધ વાંચવાની હું સઉને ભલામણ કરૂં છું.

ભવિષ્યકાળે શું થવાનું છે તે જો અગાડથી માણસોના જાણવામાં આવે તો તેઓ નિરાશ થઇ બેસે, અને કોઇ ઉદ્યોગ કરે નહિ, માટે ફળાદેશના સાચા ગ્રંથો કદાપિ હવે સ્વર્ગમાંથી આવે, તો પણ તે આ જગતમાં નિરૂપયોગી થઇ પડે, અને ઘણી ખરાબી થાય. અને હાલ જે ફળાદેશના જૂઠા ગ્રંથો છે, તે તો નિરૂપયોગી છેજ એમાં તો સંશય નથી, તે આમાંનો બીજો ભાગ વાંચવાથી ખાતરી થશે.

જૂઠમાં પાપ છે, માટે દેવનો કે ગુરૂનો મહિમા જૂઠથી વધારવો તે પાપનુંજ કામ છે, તો જ્યોતિષની બાબતને ધર્મમાં ભેળવી દીધી છે, તેથી કોઇ એવું ધારશે કે તે બાબતને જૂઠી કહેવાથી ધર્મની નિંદા થાય છે, પણ જૂઠી વાત ઉઘાડી પાડવાથી કોઈ સમજુ માણસ તો તેને ધર્મની નિંદા ગણશે નહિ.

હું તો જોશીઓના ભલા વાસ્તે કહુંછું કે હવે દિવસે દિવસે માણસોમાં વિચાર શક્તિ વધતી જાયછે, માટે હવે સાચજૂઠનો શોધ થશે. અને આ બાબતનું પુસ્તક મેં નહિ રચ્યું હોત તો બીજો કોઈ રચત, માટે જોશીઓ હવે પોતાના પુત્રોને ખરી ઉપયોગી વિદ્યા ભણાવશે તો ઘણું સારૂ. આ ચેતવણી તેમના હિતને વાસ્તે છે.

આ પુસ્તકનું નામ "દૈવજ્ઞ દર્પણ" રાખ્યું છે, તે એટલા સારૂ કે જેમ દરપણ જેવું હોય તેવું દેખાડી આપે છે, તેમ આ પુસ્તક જોશીઓને ખરૂં ખોટું જેવું હશે તેવું રૂપ દેખાડી આપશે.

હાસ્યરસ વાસ્તે કોઈ ઠેકાણે આમાં મશ્કરીના શબ્દો લખાયા હોય, તે વિષે હું જોશીઓની ક્ષમા માગું છું. નિષ્પક્ષપાતથી તથા

ગંભીરાઇથી આ પુસ્તક વાંચીને સાચ જૂઠનો વિચાર કરવો. આમાં જ્યોતિષવિદ્યાનો નિષેધ કર્યો નથી, પણ જ્યોતિષમાં જેટલું જૂઠ ભળ્યું છે તેનો નિષેધ કર્યો છે.

આપણા દેશમાં એવો ચાલ પડયો છે કે, માણસો હરેક ધંધામાં જૂઠ અને કપટ વાપરે છે, અને જાણે છે કે પેટ વાસ્તે ધંધામાં જૂઠ કે કપટ વાપર્યા વિના ચાલેજ નહિ; માટે તેનું પાપ ગણતા નથી. કોઈ તો તે પાપની માફી થયા સારૂ પોતાની કમાઇમાંથી દશમો કે વીશમો ભાગ માતા મહાદેવ વગેરે દેવને ભેટ કરે છે. પણ એટલું વિચારતા નથી કે દેવને તો સત્ય વહાલું છે, માટે એવી માફી આપે નહિ. ગુજરાતના કેટલાએક તાલુકદારો ચોરને અને લુટારાને તેઓની ચોરીમાંથી અને લૂટમાંથી ભાગ લઇને માફી આપતા હતા, પણ દેવ એમ કરે નહિ. વળી કોઇના ધંધાનું કપટ બીજો કોઈ ઉઘાડું કરે, તો પેલાના પેટ ઉપર પગ મૂકયો કહેવાય છે, અને તેથી લોકોને બહુ ખોટું લાગે છે એટલુંજ નહિ, પણ બીજા લોકોએ કહેવા લાગે છે કે કોઇના પેટ ઉપર પગ મૂકવો અને તેનો ભરમ ઉઘાડો કરવો તે ઠીક નહિ.

સોની લોકો કેવી તદબીરથી સોનું ચોરી લેછે તેનાં કપટ ઉઘાડાં કરવા સારૂ જોશી સાંકળેશ્વર આશારામે "સોની નિબંધ" રચ્યો, ત્યારે તેના ઉપર સોની લોકો દાઝે બળ્યા હતા. જાદુગર લોકો કેવી રીતે મોંમાંથી નાળીએર, ચુંદડી, અને સીંદુર વગેરે કાઢેછે તથા ચામડાનો સાપ કરે છે? ઈત્યાદિનો ખુલાસો કરવા સારૂ વ્યાસ ઇછાશંકર અમથારામે "જાદુકપટ પ્રકાશનું" પુસ્તક પ્રગટ કર્યું, ત્યારે જાદુગર લોકો દાઝે બળ્યા હતા, અને કેટલાએકે તે વ્યાસને ઠપકો દીધો કે તમે બ્રાહ્મણો વગેરેના પેટ ઉપર પગ મૂકયો. કીમીયાગર ચરિત્ર છપાયાથી, તથા મેં "ભૂત નિબંધ" રચીને ભૂત, દોરા, ચીઠી, મંત્ર, જંત્ર, વગેરેનું જૂઠાપણું પ્રગટ કર્યું, ત્યારે તેવો ધંધો કરનારા મારા ઉપર રીસે બળ્યા હતા.

હવે આ જોશીઓનું કપટ ઉઘાડું કરવાથી જોશીઓને પણ દુ:ખ લાગે તો લાગે; પણ કપટ, અને જૂઠનાં મૂળ આપણા દેશમાંથી નાશ પામે તો ઘણું સારૂં. લોક કહે છે કે "કિસબ ચોર તો સહુ હોય," માટે પોતાના ધંધામાં કપટ કે જૂઠ ભેળવે તેથી આબરૂ ઘટે નહિ, એવું ધારીનેજ રૂ વગેરેના વેપારી રૂ વગેરેમાં કચરો ભેળવે છે, દાણચોરી કરે છે, અને આબરૂદાર નાણાવટીઓ પણ જુઠું બોલે છે. આથી આપણા દેશની આબરૂને બટ્ટો લાગે છે. માટે સમજુ માણસોએ જૂઠનો અને કપટનો દેશમાંથી નાશ કરવો જોઇએ.



# અનુક્રમણિકા.


| | પૃષ્ટ. |
|---|---|
| રાજકુંવરીના જન્મ વિષે. કેવી રીતે જન્મકુંડળી સાધે છે તે વિષે. | ૧ |
| રાજા અને પ્રધાનનો સંવાદ | ૬ |
| ફળાદેશની ઉત્પત્તિ | ૧૦ |
| કુંવરીનું સગપણ. સગપણ કરતાં ગ્રહદશાના વહેમ કેવા રાખે છે તે. | ૧૨ |
| પ્રધાનનો અને જોશીનો સંવાદ | ૧૪ |
| પંચાંગના ફળાદેશનું પોકળ | ૧૫ |
| કર્મના આંક ફરે કે નહિ | ૧૮ |
| શુકન મુહૂર્તના ગ્રંથોનું પોકળ | ૨૦ |
| જોશીની જવાબ દેવાની હોંશિયારી, સંતાન ભુવનના આંક વિષે. | ૨૧ |
| પટેલનો બળદ | ૨૩ |
| શેઠના બાળકની જન્મોત્તરી | ૨૫ |
| લીંબડીના કારભારીના પુત્ર વિષે | ૨૬ |
| વળાદરા બ્રાહ્મણ તથા ગરોડા વિષે | ૨૭ |
| ચારે પાયે રિષ્ટ | ૨૮ |
| અદ્દભૂત રસની કહાણીઓ વિષે | ૨૯ |
| વિલાયતમાંના જ્યોતિષ વિષે | ૩૧ |
| મુહૂર્તના ગ્રંથોનું કારણ | ૩૨ |
| જોશીના કાલાવાલા | ૩૩ |
| અભયકુંવરનું મરણ | ૩૯ |
| જોશી ઉપર અરજીઓ થઇ | ૪૦ |

## ભાગ બીજો.

સાચા જોશી વિષે ........................................ ૪૮
અર્બસ્તાનનો સોદાગર ........................................ ૫૭
સાચા જોશીથી થતા ફાયદા ........................................ ૬૦
સાચા જોશીથી ઉઠેલો ગભરાટ ........................................ ૬૧
જૂના પ્રધાનને બોલાવે છે ........................................ ૬૬
જ્યોતિષ વિષે પ્રધાનનું ભાષણ ........................................ ૭૧
યમરાજ વગેરેની ઇશ્વર આગળ ફરિયાદ ........................................ ૭૮
કરણાવતીની ચઢતી દશા ........................................ ૮૫
ગ્રંથકર્ત્તાનો અભિપ્રાય ........................................ ૮૭
ભવિષ્ય વિષે કવિત ........................................ ૮૮
શુકન, મહૂર્ત્ત વિષે ........................................ ૮૮



# દૈવજ્ઞદર્પણ.

## ભાગ ૧ લો.

### સ્થળ વર્ણન.

#### તથા રાજકુંવરીના જન્મ વિષે.

અર્વાચીન કાળમાં ગૂજરાતમાં કરણાવતી નામે એક શહેર સાભ્રમતીને કાંઠે હતું. ત્યાં સોળંકી વંશનો કરણસિંહ નામે રાજા રાજ્ય કરતો હતો.

તે સંસ્કૃત અને ફારસી વિદ્યામાં પ્રવીણ હતો.

રાજા ત્રીશ વર્ષની ઉમરનો થયો હતો, તેને કાંઈ સંતાન નહોતું, ને તેની રાણીને ગર્ભ હતો, એવામાં રાજા માંદો પડયો ત્યારે તેણે વિચાર્યું કે આ રાણીને દીકરો કે દીકરી અવતરશે, તે મારા રાજ્યનું માલીક થશે. પણ હું ગુજરી જઇશ તો તે બાળકની ન્હાની ઉમર હશે, અને કોઇ ભરોંસાદાર કારભારી મારી પાસે નથી તેથી નાણું ખાઈ જશે.

એવું વિચારીને તેણે ઉપરી સરકાર પાસે ભરોંસાદાર એક કારભારી માગ્યો. ત્યારે સરકારે પોતાની ખાતરીનો, ઉત્તમ કેળવણી પામેલો, અને ઘણો હોંશીઆર કારભારી આપ્યો. તે કારભારીએ તે રાજ્યમાં ફોજદારી, દિવાની કોરટો સ્થાપી; નિશાળો, દવાખાનાં, અને શહેર સુધરાઈ વગેરે ખાતાં સ્થાપ્યાં.

કરણસિંહ રાજાને ગ્રહદશા જોવરાવવાની લત બહુ હતી, તે વાત કારભારીને ગમતી નહોતી; પણ એકદમ સુધારો કરવાને તે ચહાતો નહોતો, કેમકે ઉતાવળથી કશું કામ સુધારે નહિ. ધીમે ધીમે સુધારવાની યુક્તિ કરતો હતો.

હવે પેલી રાણીના ગર્ભને નવ માસ પુરા થઇને દશમો બેઠો ત્યારે રાજાને તથા પ્રજાને એવી ઉમેદ હતી કે કુંવર અવતરે તો ઘણું સારૂં.

તે રાજાનો એક જોશી નામે જૂઠો જોશી હતો તેને કહ્યું કે મારી જન્મોતરી તમારા પિતાએ કરેલી છે, પણ તે કોઇ વખતે મળતી આવે છે, અને કોઈ વખતે મળતી આવતી નથી; માટે આ કુંવર કે કુંવરી અવતરે તેની જન્મોતરી તમારે ઘણી સાવચેતીથી કરવી જોઇએ.

જૂઠા જોશીએ કહ્યું કે મહારાજ, એમાં જનાનખાનાના લોકો ઘણી કસુર કરે છે, તેથી જન્મોતરી કરવામાં ફેર પડી જાય છે.

રાજા—જનાનખાનાનાં માણસો શી કસુર કરે છે?

જોશી—બાળકનું માથું દેખાય કે તરત જોશીને ખબર થવી જોઇએ; અને તેજ વખતે જોશીએ લગ્ન સાધવું જોઇએ, તોજ તે ઉપરથી કરેલી જન્મોત્તરી સાચી પડે. પણ જનાનખાનાના લોકો એવી કસુર કરે છે કે બાળકનો જન્મ થયા પછી તે દીકરો છે કે દીકરી તે નક્કી થયા પછી જોશીને ખબર કરે છે, તેથી કેટલીએક પળનો ફેર પડી જાય છે. અને એક વિપળવારનો ફેર પડવાથી પણ જન્માક્ષર જૂઠા થાય.

વળી રાતની વખતે જન્મ થયો હોય, ત્યારે રાત્રી કેટલી ઘડી, અને કેટલા પળ, કે વિપળ ગઇ છે? તે બરાબર જાણી શકાતું નથી; કેમકે નક્ષત્રના તારા ઉપરથી આશરેથી રાત ધારવી પડે છે; તેથી એકાદ પળનો ફેર પડી જાય છે.

એટલા સારૂ સોરઠ દેશના રાજાની રાણીને આજથી બે વર્ષ અગાઉ કુંવર અવતર્યો ત્યારે તેના જન્મ પહેલાં તે રાજાએ મને

તેડાવીને ત્યાં સારો બંદોબસ્ત કર્યો હતો; તેથી તેના જન્માક્ષર ખાત્રી ભરેલા થયા છે અને તેની જન્મોત્તરી પણ મેંજ કરી છે.

રાજા—તે રાજાએ કેવી રીતે બંદોબસ્ત કર્યો હતો?

**જોશી**—રાણીના ગર્ભને નવ માસ પૂરા થયા એટલે પોતાના ગામના તથા પરગામના નામાંકિત જોશીઓને તેડાવ્યા હતા, તેમાં મને પણ નિમંત્રણ હતું માટે હું પણ ત્યાં ગયો હતો.

રાજા—પછી તમે ત્યાં જઇને શું કર્યું?

**જોશી**—જે ઓરડામાં સુવાવડીનો ખાટલો હતો, તે ઓરડાની જોડેજ બીજા ઓરડામાં ત્રાંબા કુંડીઓમાં અમે પાણી ભરી મુકયાં. અને ઘડી માપવાની વાડકીઓ ચાર પાંચ તે કુંડીઓમાં રાખી. બીજી પણ કેટલીએક ઘડીઆળો તૈયાર રાખી હતી.

ઘડી ભરવામાં ઘણી હોંશીઆરી રાખવી જોઇએ છીએ. અને તેમાં ઝાઝાં માણસોનું કામ પડે છે; કેમકે ઘડી બુડે કે તરત બીજી ઘડી બીજી કુંડીમાં મુકવી જોઇએ. નહીં તો પેલી બૂડેલી ઘડી કાઢીને, ઠાલવીને પાછી તેજ કુંડીમાં તરતી મુકે એટલામાં એકાદ વિપળ વેળા જતી રહે. માટે ઘડી માંડે ત્યાં ઓછામાં ઓછી બે કુંડીઓ અને બે વાડકીઓ તો જોઇએજ.

એ રીતે અમે કેટલાએક જોશીઓને મળીને અગાઉથી બંદોબસ્ત કરી રાખ્યો હતો. અને સુયાણીને તથા જનાનખાનાના લોકોને અમે સારી પેઠે સમજાવી રાખ્યાં હતાં કે બાળકનું લગાર માથું દેખાય કે તરત થાળી વગાડવી. કારણ કે દશ પગલાં ભરીને અમને કહેવા આવે એટલામાં તો કેટલીએક વિપળ થઇ જાય, તેથી જન્માક્ષર ખોટા પડે.*

* જેમ કહેવત છે કે ટચલી આંગળીએ ખોદવું, અને પાંપણ વડે ગાળ કાઢવો, એવી રીતે એક વેંત ઉંડો ખાડો ખોદે, તો ભોંયમાંથી વેંતીયું માણસ નીકળે. તેમજ વિપળનો ફેર પડે નહિ તોજ જન્માક્ષર સાચા થાય.

**રાજા**—ત્યારે બધી રૈયતને ઘેર તો એવી રીતે અગાઉથી જોશીઓ જઇને બેસતા નથી, અને જન્મોતરીઓ તો સૌની કરે છે, તે શી રીતે કરતા હશે?

**જોશી**—અનુમાનથી ધારે છે કે તેનું ઘર આટલે વેગળું છે માટે કહેવા આવતાં આટલી વાર થઇ હશે. તથા બાળક જન્મ્યા પછી આટલી વારે તેને પણ ખબર પડી હશે. એવું ધારીને જન્માક્ષર કરે છે, તેથી કેટલાએકના જન્માક્ષર મળતા આવે છે, અને કેટલાએકના મળતા આવતા નથી. (જુઓ જોશીનું બાનું)

**રાજા**—પણ એવું હોય ત્યારે જોશીએ તેના જન્માક્ષર કરવાજ જોઇએ નહિ; કેમકે જન્માક્ષર મળતા ન આવે તેથી જોશી જૂઠો પડે, અને તેની આબરૂ જાય કે નહિ?

**જોશી**—પૈસાની લાલચથી જોશી જન્માક્ષર કરે છે. અને તે મળતા ન આવે તો જોશી કહે છે કે એમાં અમારો વાંક નથી, તમે બરાબર વખતે આવીને અમને કહેલું નહિ તેથી જન્માક્ષર મળતા નથી.

**રાજા**—પછી તે સોરઠના રાજાની રાણીને શું અવતર્યું?

**જોશી**—તેને કુંવર અવતર્યો; તેનું નામ અભયકુંવર પાડ્યું. તેના ગ્રહ ઘણા સારા છે. તેની જન્મોત્તરી અમે જોશીઓએ તૈયાર કરી છે તેથી કેટલાએકને રાજાએ વર્ષાશન કરી આપ્યાં છે.

**રાજા**—ઠીક છે આપણે પણ અગાઉથી એવો બંદોબસ્ત કરી રાખવો; અને જન્માક્ષર બરાબર થાય તેમ કરવું, એટલે તેના આખા જન્મારામાં તેને શું શું થવાનું છે તે બરાબર આપણને માલમ પડે.

પછી રાજાએ પોતાના રાજ્યમાંથી અને બીજા રાજ્યમાંથી, નામાંકિત જોશીઓને તેડાવ્યા. અને સુવાવડના ઓરડાનું ઊંચું જાળીઉં બીજા ખંડમાં પડતું હતું, તે ખંડમાં પાણીનાં કુંડાં ભરાવીને, સૂર્યોદય વેળાએ અર્ધો સૂર્ય દેખાય તેજ વખતે ઘડીઓ મંડાવી.

l સૂર્યોસ્ત વેળાએ અરધો સૂર્ય આથમે તે સમે ઘડીઓ ફરી
ડાવી; એમ અગાઉથી કેટલાએક દહાડા સુધી કર્યું.

વળી રાજાએ તે જોશીઓને પ્રશ્ન પુછ્યો હતો કે આ રાણીને
:રો અવતરશે કે દીકરી? એ વિષે પ્રશ્ન કુંડળી કરીને તપાસ કર્યો
ા, પણ તેમાં બે મત પડયા. કેટલાએકે કહ્યું કે દીકરો અવતરશે,
ને કેટલાએકે કહ્યું કે દીકરી અવતરશે.

ઇશ્વર ઇચ્છાથી રાણીને દીકરી અવતરી. પણ જન્મ કુંડળી
રેખરી થવા સારૂ અગાઉથી પક્કો બંદોબસ્ત કરી રાખેલો તેથી તે
ારીના જન્માક્ષર જોશીના ધાર્યા પ્રમાણે ખરેખરા થયા. જો પ્રથ-
જ જોશીએ નક્કી કહ્યું હોત કે દીકરીજ અવતરવાની છે, તો
ક્કો બંદોબસ્ત કરત નહિ.

રાજાને કાંઈ છોકરૂં નહોતું માટે કુંવરી થયાથી પણ તેને
ખ થયો. અને જોશીઓને કહ્યું કે એની જન્મોત્તરી ખૂબ હોંશિ-
ારીથી તૈયાર કરવી. કેટલાએક જોશીઓને હું ઘણાં વર્ષ થયાં
ીશન આપું છું તે તમામ નાણાંનો બદલો વાળી આપવાનો વખત
રી આખી ઉમરમાં તમારે આજજ આવ્યો છે માટે જન્મોત્તરી
વામાં કોઇ પ્રકારની કચાશ રાખવી નહિ. વળી તેની મહેનતનો
લો પણ હું તમને આપીશ.

જૂઠા જોશીએ કહ્યું કે જન્મલગ્ન બરાબર સંધાયું છે, એક
પળનો પણ ફેર પડયો નથી; તેથી રાજાની ખાતરી થઇ કે લગ્ન
ાબર સુધાર્યું છે, માટે જન્મોત્તરી ખરેખરી થશે. પછી બ્રાહ્મણોને
ા આપ્યાં. જોશીઓએ ચાર મહિનામાં જન્મોત્તરી તૈયાર કરી,
ાં લીલા પીળા રંગ, અને સોનેરી રૂપેરી વરખ ભરીને ઘણી
ભાયમાન તે કરી. તે વાંચવાનો એક દિવસ નક્કી કર્યો. દરબારમાં
જાએ પોતાના સગાં વહાલાંને, સરદારોને, તથા નગરશેઠ વગેરે
માંકિત લોકોને બોલાવ્યા. એક તરફ ચક નાખીને રાણીઓ વગેરે
ઇઓ બેઠી. પછી જોશીએ જન્મોત્તરી વાંચવા માંડી.

જોશીએ કહ્યું કે અમારી ઉમરમાં અમે ઘણી જન્મોત્તરીઓ કરી છે, પણ આવા ઉત્તમ ગ્રહ તો કોઇની જન્મોત્તરીમાં આવ્યા નથી. એ સમે પ્રધાનના મનમાં વિરૂધ બોલવાના ઘણા ઉભરા આવતા હતા, પણ રાજાને માઠું લાગે માટે સમય પ્રમાણે તે બોલતો હતો. તેણે કહ્યું કે એવી ભાગ્યશાળી બાઇ હશે ત્યારેજ આવા શ્રીમંતને ઘેર તેનો અવતાર થયો હશે, જોશી બોલ્યા કે એનું સાસરૂં પણ ઉત્તમ ઠેકાણે થશે.

તે સાંભળીને રણીઓગઢવી બોલ્યા કે એમાં તમે શું કહો છો, સૌ જાણે છે કે રાજાની કુંવરીનું સાસરૂં રાજાને ઘેરજ થાય.

**જોશી**—બાઇની વીસ વરસની ઉમર થતાં તેના પિતાનું પરાક્રમ વધે એવો ગ્રહભાવ છે. તે સાંભળીને રાજાને ઘણો આનંદ થયો.

---

## રાજા અને પ્રધાનનો સંવાદ.

---

એક સમે રાજાએ પ્રધાનને કહ્યું કે, જોશી લોકો નસીબની વાત આગળથી કહી આપે છે તે કાંઇ મંત્ર સાધના નથી, કે દેવ કૃપાથી નહિ, પણ જ્યોતિષના ગ્રંથો ઉપરથી કહે છે. તે ગ્રંથો કોઇ ગોરજી ભણે છે, અને ઢેડગરોડા ભણે છે, તો તેઓ પણ તે ગ્રંથો ઉપરથી ભવિષ્યની વાત જાણી શકે છે. માટે તે ગ્રંથોનાં ભાષાંતર દેશી ભાષામાં કરાવીને છપાવ્યા હોય અને સસ્તી કીંમત રાખી હોય, તો આપણા દેશનાં હરેક માણસને નસીબની વાત અગાઉથી જાણતાં આવડે, તેથી ઘણો ફાયદો થાય. માટે તે મોટું પરમાર્થનું કામ છે. એવા કામમાં રૈયતના ફાયદા વાસ્તે આપણે એક લાખ રૂપૈઆ સુધી ખરચીએ તો ઠીક.

પ્રધાન બોલ્યો કે ફળાદેશના ગ્રંથો જૂઠા છે, માટે એવા કામમાં ખર્ચ કરશું તે વ્યર્થ જશે. જો ફળાદેશના ગ્રંથો સાચા હોત તો વડી સરકાર ભાષાંતર કરાવીને છપાવ્યા વિના રહેત નહિ.

જેટલી ભવિષ્ય વાત જાણવાની શક્તિ ઇશ્વરે માણસોને આપેલી છે તેટલી વાત માણસો જાણી શકે છે, અને કેટલીએક ભવિષ્ય વાત જાણવાની શક્તિ જનાવરોને પણ પ્રભુએ આપેલી છે, તેટલી તેઓ પણ જાણે છે. જેમકે હવે ચોમાસું આવશે અથવા ઈંડાં મુકવાનો સમય આવશે, એવું પક્ષિયો આગળથી જાણે છે, તેથી માળા ગુંથવા મંડી જાય છે.

શોધ કરનારા માણસો વધારે ભવિષ્ય જાણે છે. જેમ કે જ્યોતિષ ભણેલો ગ્રહણ થવાનું, અને બીજનો ચંદ્ર કયે દહાડે દેખાશે, અને સમુદ્રની ભરતીઓટ ક્યારે થશે તે કહી શકે છે. પણ આને દીકરો અવતરશે કે દીકરી, અને તે નક્કી કિયે દહાડે, ને કેઈ વેળાએ જનમશે, અને ક્યારે મરશે એવી વાતો જાણવાની શક્તિ ઇશ્વરે માણસને આપી નથી. અને જો આપી હોત તો બહુ નુકશાન થાત. માટે કોઇ કહે કે હું મંદવાડ આવવાની, વરસાદની, કે સોંઘા-મોંઘા ભાવ થવા વગેરેની ભવિષ્ય વાત જાણી શકું છું, તો તે કેવળ ઢોંગી સમજવો; તેનું બોલ્યું સાચું માનવું નહિ.

**રાજા બોલ્યો** કે—ઘણાં વરસ થયાં આપણા દેશમાં જોતિષના ફળાદેશના ગ્રંથો છે, અને તેમાં મુષ્ટિ ચિંતા, એટલે કોઇ માણસ મુઠીમાં છાની જણસ લઇ આવીને પૂછે કે આ મુઠીમાં શું છે? તો તે પણ તે વેળાની ગ્રહ કુંડળી ઉપરથી કહી શકાય એવા ગ્રંથો છે, તથા જન્મોત્તરી અને પ્રશ્નોત્તરી ઉપરથી કહી શકાય છે કે આને આટલી સ્રીયો થશે, આને આટલાં છોકરાં થશે અને તે આટલા વર્ષ જીવશે. જો તે ગ્રંથો જૂઠા હોત તો આજ સુધી કેમ ચાલ્યા હોત? માટે તેમાં કાંઇ પણ સાચાઇ હશે ખરી.

**પ્રધાન**—સાહેબ, જ્યોતિષ જેવી હરેક બાબતનો ધર્મ પુસ્તક સાથે સંબંધ જોડયો છે, માટે જ્યોતિષના વેહેમનું ખંડન કરતાં કેટલાએક મારે માથે એવો બટ્ટો મુકશે કે એતો નાસ્તિક છે, તેથી

હું લગાર બીહીતો બોલું છું, પણ ખરૂં કહું તો જોશીઓ ઘણાં વર્ષોથી પ્રજાને ઠગતા આવ્યા છે. તે વિષે આપ પક્કો શોધ કરશો એટલે આપની ખાતરી થશે. અને નક્કી કહું છું કે ફળાદેશના ગ્રંથો જૂઠા છે એવું આપના મુખથીજ આપ કેહેશો.

**રાજા**—ઠીક છે, પણ સારી પેઠે તપાસ કર્યા વિના એકદમ કોઇ બાબતને જૂઠી કેહેવી તે યોગ્ય નહિ; માટે તે વાતનો ખૂબ તપાસ કરવો, અને તમને તે કામમાં હું સામીલ રાખીશ. પણ હું તમને એટલું પૂછું છું કે ઘરડા લોકો આપણા કરતાં મૂર્ખ હતા?

**પ્રધાન**—સાહેબ, ઘરડાને કે શ્રીમંતને મૂર્ખ કેહેવાય નહિ; માટે અસલની વખતમાં ગમે તેમ હો, તે વાત પડી મૂકીને આ સમયની જ વાત કરવી જોઇએ. કોઈ ગુનેહગારને સોગન દેતાં ધખાવેલો લોઢાનો ગોળો અસલથી ઉપડાવતા આવ્યા છે. નજર લાગવાની અને ભૂત પ્રેતની વાતો, તથા મંત્ર જંત્રની વાતો અસલથી ચાલી આવે છે. પણ આ વખતમાં તે બાબતોની જેમ જેમ શોધ કરીએ છીએ તેમ તેમ તેનું જૂઠાપણું જણાઇ આવે છે. અને જે દેશી રાજાઓ ગોળો ઉપડાવતા હતા તેઓની ખાત્રી થઈ, કે ગોળો ઉપાડવાની વાત દગા ભરેલી છે. તેથી તેઓએ તે ચાલ કાઢી નાંખ્યો.

હવે અસલના લોકો એ બાબતમાં કેમ ઠગાયા હશે? તેનો વિચાર કરવાનું કામ હું આપને જ સોંપું છું. અને આ સમયમાં તો ભૂત, જાદુ, અને જ્યોતિષનો ફળાદેશ જૂઠો છે એવું હું સાબીત કરી આપું. પછી તે કળિયુગના કારણથી જૂઠાં પડ્યાં હોય કે ગમે તેમ હોય.

**રાજા**—નહિ નહિ, તમે બીહતાં બીહતાં શા વાસ્તે બોલો છો? ખરેખરૂં બોલો કે આજ કરતાં અસલના લોકો થોડી બુદ્ધિવાળા હતા?

**પ્રધાન**—સાહેબ, અસલનાં દટાઇ ગએલાં શહેરોમાંથી ઉમદા

કારીગરીનાં કામો મળી આવે છે, તેથી તો એમ જણાય છે કે આજના કરતાં અસલ ડાહ્યાં માણસો હતાં. પણ તે પછી જગતમાં ભારે ભૂકંપ, મોટા દુકાળ, તથા રાજ્યના ફેરફાર વગેરે કારણથી મોટો ફેરફાર થએલો જણાય છે. ત્યારથી માણસોની અક્કલ ગુમ થઇ ગએલી, તે પાછી થોડે થોડે વધતી આવે છે. અને હજી આજના કરતાં વધારે ડાહ્યાં માણસો હવેના જમાનામાં થશે; તેઓ આપણા કેટલાએક વહેમી ચાલને હશી કહાડશે. અને કહેશે કે ઘરડા એવા ભોળા હતા કે કેટલાએક વહેમના કારણથી મહા સંકટો ભોગવતા હતા, અને ઠગાતા હતા.

આજના જેવી આગળ આગગાડીઓ ક્યાં હતી? આજના જેવાં લૂગડાં આપણા બાપદાદાને ક્યાં મળતાં હતાં!! અને આજના જેવો વીજળીનો તાર ક્યાં હતો? એ ઉપરથી જણાય છે કે દિવસે દિવસે જેમ જેમ વધારે શોધ કરવાની બુદ્ધિ માણસોમાં વધતી જાય છે, તેમ તેમ નવી નવી બાબતો માણસના જાણવામાં આવે છે. આજ સુધી ખરી ખોટી વાતનો તપાસ થતો નહોતો. અને વળી જ્યોતિષનો ધંધો બ્રાહ્મણોએ લીધો એટલે બ્રાહ્મણોને ગુરૂ માનીને તેઓનો વિશ્વાસ લોકો રાખતા હતા માટે ફળાદેશની વાત ખરી છે કે ખોટી તેનો તપાસ કોઇએ કર્યો નહિ. કેમકે તેનો તપાસ કરવાથી જોશી બ્રાહ્મણોનું અપમાન થાય, અને જ્યોતિષને પણ ધર્મના ગ્રંથોમાં ભેળવી દીધા છે, એટલે તેનાથી ઉલટો અભિપ્રાય આપે તેને લોકો નાસ્તિક કહે, તેટલા સારૂ કેટલાએક સમજુ માણસોના જાણવામાં આવ્યું હશે, કે ફળાદેશ જૂઠો છે, તોપણ તેઓ મનમાં સમજીને રહ્યા હશે. ઘણા લોકોના મતથી વિરૂદ્ધ બોલવાની હિમત કોઇકનીજ હોય. અને પુસ્તકો રચવાનું કામ તો ઘણું કરીને બ્રાહ્મણોનુંજ હતું, તેથી બીજા કોઈએ ફળાદેશના જૂઠાપણા વિષે ફક્ત મોઢે વાત કહી હોય તે ચાલી જાય, પુસ્તકમાં તે લખાય નહિ. અખાભગતે ફળાદેશના જૂઠાપણા વિષે ઇશારત કરેલી છે. અને આ સમયમાં

તો માણુસોને પોતાના મનના વિચાર પ્રમાણે બોલવાની અને લખવાની છૂટ થઇ છે, માટે ફળાદેશ જૂઠો છે એવું ખુલ્લી રીતે કહેનારા ઘણા મળી આવે.

રાજા—ત્યારે ફળાદેશના ગ્રંથોની ઉત્પત્તિ શી રીતે થઇ હશે? અને તે ગ્રંથો ઉપયોગી છે કે નહિ.

---

## ફળાદેશની ઉત્પત્તિ વિષે.

---

**પ્રધાન બોલ્યો**—વિક્રમના રાજ્ય પછી હિંદુસ્તાનની એવી તો પડતી દશા આવેલી જણાય છે, કે જ્યોતિષવિદ્યાને ફળાદેશની આજીવિકા મળી નહોત, તો તે વિદ્યાને જીવવાનો એકે આધાર નહોતો. કેમકે કેવળ ગ્રહોની ગતિ, અને ગ્રહણનો જોગ વરતનારનું પાલણ-પોષણ થવાનો કોઇ ઉપાય નહોતો.

દેશ નિર્ધન થઇ જવાની જરૂરની વસ્તુઓ ઉપજાવનારા લોકો સિવાય બીજી કળાઓના જાણનારા ભિક્ષુકની સ્થિતિ પામ્યા હતા. રાજાના નોકરો નોકરી કરે, ખેડુત અનાજ પકવે, વેપારી માલ સંઘરે અને વેચે, એટલા લોકોનાજ ધંધા કીમતી ગણાતા હતા. અને દરજી, સુતાર, લૂહાર, હજામ, કડિયા, ઇત્યાદિ લોકોના ધંધા હલકા ગણાતા હતા. અને તેઓ ઘરાકીને વાસ્તે ખુશામત કરતા હતા, અને હલકી સ્થિતિમાં હતા અને હજી પણ તેમજ છે, તોપણ એટલું તો ખરૂં કે તેઓ ભીખારી કહેવાતા નહોતા.

પણ જે લોકોના કામની લોકોને જરૂર નહોતી, ફક્ત મોજ શોખ વાસ્તેજ કહેવાય, અથવા જેના વિના ચાલી શકે એવા લોકો જે ગવૈયા, શાસ્ત્ર ભણનારા, નાટક કરનારા અને નટ વિગેરે તેઓ તો બધા ભિક્ષુક દશાને પામ્યા. નટ કસરતનો તમાસો કરીને પછી ભીખ માગીને કહે કે મને ગરીબને કંઇ આપશો તો પ્રભુ તમારૂં

 

સારૂં કરશે. ગવૈયા સતાર વગેરે બજાવીને અને ગાઇને ભીખ માગવા લાગ્યા. મહેતાજીઓ છોકરાંને ભણાવીને ભીખ માગવા લાગ્યા, તેમજ જોશીઓ જ્યોતિષ ભણીને ભવિષ્ય કહીને ઠગવા તથા ભીખ માગવા લાગ્યા; તે સિવાય જ્યોતિષ વિદ્યાનો બીજો કાંઇ ઉપયોગ થઇ શકતો નહોતો; માટે જોતિષ ભણવાનું ફળ તે ફળાદેશજ છે એમ સૌ જાણતા હતા.

ભવિષ્યકાળમાં થવાની બાબતનો અડસટ્ટો જાણવાની ઇચ્છા ઘણા લોકોને થઈ, ત્યારે જૂદા જૂદા લોકોએ અનેક પ્રકાર શોધી કહાડ્યા, અને અનેક પ્રકારની શુકનાવળીઓ જોડી કહાડી. કોઇ તો ભાગવતના પુસ્તક ઉપરથી, કોઈ રામાયણ ઉપરથી, અને કોઈ ચંડીપાઠ ઉપરથી શુકન જોઇને ભવિષ્યની વાત કહેવા લાગ્યા.

ભુવા લોકો દાણાની ચપટી ભરીને કહે છે કે માતા મેલડી, ફલાણું કામ થવાનું હોય તો એક વાચા આપજે, વાચા એટલે એકી, અને વધાવો એટલે એકી. ભુવાનું કહેલું ભવિષ્ય પણ કોઇ કોઇ વખતે સાચું પડે છે. તેમજ કોઇ માણસ ખાસડું ઊંચું નાખીને કહે કે ફલાણું કામ થવાનું હોય તો ખાસડું સવળું પડજો, અને તે કામ ન થવાનું હોય તો ઊંધું પડજો, પછી તે દાખલો પણ કોઇક વખતે મળતો આવેજ. એજ પ્રમાણે શુકનાવળીઓ જોનારા જોશીઓ, અને ભુવા એ સઘળાની વિદ્યા એકજ તરેહની અને સરખી જાણવી; અને તેઓની વાત ખરી ખાતરીથી માનવા લાયક નથી, જે ભોળા લોકો સાચી માનીને તે ઉપરથી વહેપાર વગેરે કરે છે તેઓ ઠગાય છે, અને ઘરબાર સુધાં ખોઇ બેસે છે. માટે એવા લોકોના બચાવને વાસ્તે ખરી વાત જાહેર કરવી તે પુણ્યનું કામ છે.

માટે જો આપ રૈયતનું કલ્યાણ ઇચ્છતા હો તો ફળાદેશના ગ્રંથો જૂઠા છે માટે તેના ઉપર કોઇએ ભરોંસો રાખવો નહિ, એવી મતલબના નિબંધો રચાવો અને તેમાં જે નાણું ખર્ચશો તે પરમાર્થમાં વાવર્યું કહેવાશે, અને જ્યોતિષની જેટલી સાચી વિદ્યા છે, ગણિત

તથા ગ્રહોની ગતિ, તિથિ નક્ષત્રનો વર્તારો, તથા ગ્રહણનો વર્તારો, ઇત્યાદિ બાબતોના ગ્રંથો દેશી ભાષામાં કરાવશો તો તે ઉપયોગના છે. વળી હજારો રૂપૈઆ ખર્ચીને ગ્રહવેદશાળાઓ કરાવો, મોટી દુર્બીનો કરાવો કે જેથી આકાશ મંડળના ચમત્કાર લોકોના જોવામાં આવે, અને નવા ગ્રહ શોધી કહાડે તેને ઇનામ આપવાનું ઠરાવો તો તે ઠીક છે. પણ ફળાદેશના ગ્રંથોના તરજુમા દેશી ભાષામાં કરાવવાથી કાંઇ ફાયદો નથી, એતો પૈસા પાણીમાં નાંખ્યા બરાબર છે.

એ વાત સાંભળીને રાજાની ખરી ખાતરી તો થઇ નહિ કે ફળાદેશના ગ્રંથો જૂઠા છે, પણ તેનાં ભાષાંતર કરવાનો વિચાર તે વખતે તો બંધ રાખ્યો.

## કુંવરીનું સગપણ કરે છે.

તે રાજાની કુંવરી બે ત્રણ વરસની થઈ, એટલે તેનું સગપણ શોધવા માંડ્યું. અને સોરઠના રાજાના કુંવર સાથે સગાઇ કરવાની વાત ચલાવી. પછી તેના જન્માક્ષર મંગાવીને કુંવરીના જન્માક્ષર સાથે મેળવ્યા. તે વખતે જોશીની સલાહ લેવા માંડી. અને રાજાએ કહ્યું કે જોશીની પક્કી ખાતરી હોય, અને બરાબર ગ્રહ મળતા આવે, તથા તે કુંવરના ગ્રહ ઉત્તમ હોય તોજ સગપણ કરવું, નહિ તો ત્યાં સગપણ કરવું નહિ.

જોશીએ ગ્રહ મેળવીને કહ્યું કે આ જમાઇની આવર્દા બહુ લાંબી છે અને તેના ગ્રહ ઊંચા છે, તથા કુંવરીના ગ્રહ સાથે મળતા છે, માટે બંને વરકન્યા સુખી થશે. પ્રધાને રાજાને કહ્યું કે જમાઇની આયુષ્ય વિષે જોશીની સલાહ લેવા કરતાં કોઇ હોંશીયાર ડાક્ટરની સલાહ લીધી હોય તો ઘણું સારૂં, કે તે તેનું કઉવત જોઇને કહે. કેમકે હયાતીનો વિમો ઉતારનારા ડાક્ટરની સલાહ લે છે. કોઇ જન્મોતરી જોવરાવીને હયાતીનો વિમો ઉતારતા નથી. મેં સોરઠના

રાજાના કુંવરને દીઠો છે, તેના શરીરમાં કઉવત જણાતું નથી, માટે જોશીનો ભરૂંસો રાખવો નહિ.

રાજાએ તે વાત માની નહિ, પણ હશી કહાડી અને ત્યાંજ કુંવરીનું સગપણ કરી અગીઆર વર્ષની ઉમર થતાં તેને પરણાવી દીધી. રાજાએ એક સમે પોતાના જોશીને કહ્યું કે જ્યોતિષના ફળાદેશની વાત જૂઠી છે અને તે ગ્રંથો જૂઠા છે એવું અમારો પ્રધાન કહે છે માટે તેનું કેમ?

**જોશી**—ત્યારે બધા લોકો ગાંડા હશે કે જન્મોત્તરીઓ અને વર્ષફળ કરાવે છે, અને સેંકડો રૂપૈયા ખરચે છે? આપની મરજી હોય તો એક મોટી સભા ભરો, અને તેમાં સારા સારા ત્રાહિત લોકોને બોલાવો, તે સૌ સાંભળતાં પ્રધાન મારી સાથે વાદવિવાદ કરે, તેમાં હું સાબીત કરી આપું કે જ્યોતિષશાસ્ત્ર જૂઠું નથી.

પછી તે વાત રાજાએ પ્રધાનને કહી, અને પ્રધાને પણ કબૂલ કર્યું કે ફળાદેશના ગ્રંથ જૂઠા છે એવું સભા વચ્ચે હું સાબીત કરી આપું. પછી રાજાએ સભા ભરવાનો દિવસ નક્કી કર્યો, અને શહેરમાં જાહેરનામાં ચોડ્યાં કે આ સભામાં આવવાની સૌને છૂટ છે. જોશીને કહ્યું કે ફળાદેશનાં પુસ્તકો લઇને તમારે સભામાં હાજર થવું.

પછી સભાની વખતે ઘણા લોકોનો ત્યાં જમાવ થયો; ઘણા જોશીઓ પુસ્તકો લાવીને બેઠા, અને રાજા પ્રધાન પણ સભામાં આવ્યા. રાજાએ કહ્યું કે વાદવિવાદમાં કોઇએ કોઇનાથી દબાઈ જવું નહિ, ખુલ્લા મનથી બોલવું; અને આપણે સઉ ત્રાહિત સભાસદોએ નિષ્પક્ષપાતથી તેનો વિચાર કરીને છેવટ ખરો અભિપ્રાય આપવો. કોઇની આજીવિકા તૂટે તે સારૂ દયાથી જુઠું બોલે, કે મોટાની શરમથી દબાઇને જુઠો અભિપ્રાય આપે તેને માથે બ્રહ્મહત્યાનું પાપ છે, એમ રાજાએ કહેવરાવ્યું.

---

## પ્રધાનનો ને જોશીનો સંવાદ.

**રાજા**—જોશી બાવા, જ્યોતિષના ફળાદેશની વાત સાચી કે જુઠી ?

**જોશી**—ભૂત, ભવિષ્ય, અને વર્ત્તમાનકાળની વાતોના જાણ-નારા, અને સ્વર્ગ, મૃત્યુ ને પાતાળની વાત હસ્તામળની પેઠે નજરે દેખે એવા મહામુનીઓએ તે ગ્રંથો રચેલા છે, એ કાંઇ માણસના રચેલા નથી, અને જ્યોતિષ છે તે વેદનું અંગ છે માટે જ્યોતિષને જુઠું કહેવાથી વેદ પણ જુઠા પડે. શાસ્ત્રને જુઠું કોણ કહેનાર છે ?

**પ્રધાન**—જ્યોતિષવિદ્યા સાચી છે, તે વેદનું અંગ છે, પણ તેમાં ફળાદેશની બાબત પછીથી ભળી છે. તાજક જે ઉપરથી વર્ષ-ફળ થાય છે તે, તથા રમળ વગેરે કેટલીએક બાબતો તો મુસલમા-નોના પુસ્તકોમાંથી લઇને જ્યોતિષમાં ભેળવી છે, તેમાં ઘણાખરા શબ્દો પણ મુસલમાની રાખ્યા છે, માટે મુસલમાનની વિદ્યાને જૂઠી કહેવી તે વેદવિરૂદ્ધ કહેવાય નહિ.

**એક મુસલમાન બોલ્યો**—તમારા વેદની વાત અમે જૂઠી કહીએ તો અમારે ફિકર નહિ, કેમકે વેદ છે તે તો કાફર લોકોની વિદ્યા છે, એ કાંઇ કુરાનના જેવી ખોદાના ઘરની વિદ્યા નથી.

**જોશી**—મોઘમ બોલવું તે ઠીક નથી. જ્યોતિષની કઇ વાત જૂઠી છે તે સાબીત કરી આપવું જોઇએ.

**પ્રધાન**—લાવો તમારૂં પુસ્તક, તેમાં લખેલી બાબતથી અને તેનાંજ વચનથી તેને હું જૂઠું પાડી આપું.

---

## પંચાંગના ફળાદેશનું પોકળ.

---

**પ્રધાન**—આ તમારી પાઘડીમાં શેનું ફીંડલું છે?

**જોશી**—આતો પંચાંગ છે, તે બધા જ્યોતિષનો સાર છે. અને બધી જ્યોતિષવિદ્યાનો મૂળ પાયો એજ છે. તે દેખાતું નાનું છે, પણ તેને તૈયાર કરતાં ઘણા દહાડા લાગે છે. જન્મોત્તરી વર્ષફળ એના ઉપરથીજ થાય છે. લગ્ન મુહૂર્ત્ત, અને ગ્રહદશા વગેરે એ ઉપરથીજ જોવાય છે. પંચાંગ છે તે જોશીની આંખો છે.

**પ્રધાન**—વારૂ તમારૂં પંચાંગ જૂઠું પાડું તો કેમ?

**રળીયો ગઢવી**—ત્યારે તો જોશીની આંખો ફૂટીજ તો! પછી તો જોશી આંધળાભીંત થઇને ફાંફાં મારે!!

**જોશી**—પંચાંગને કોણ જૂઠું કહેનાર છે? બીજનો ચંદ્ર કે દહાડે ઊગશે, સૂર્યનું કે ચંદ્રનું ગ્રહણ ક્યારે થશે, તે પંચાંગ ઉપરથી કહેવાય છે. જો પંચાંગ જૂઠું પડે તો બધું જ્યોતિષ જૂઠું પડે.

**પ્રધાન**—ગ્રહની ગતિ, તિથિ, નક્ષત્ર કે ગ્રહણ ઇત્યાદિ સાચી વાતો છે તેને હું જૂઠી કહેતો નથી, પણ તેમાં જે ફળાદેશની બાબત લખી હોય તેનેજ મારે જૂઠી પાડવી છે.

**જોશી**—અમારા પિતાએ સો વર્ષનાં પંચાંગ અગાઉથી કરી રાખ્યાં છે, તે જુઓ આ રહ્યાં, તેમાંથી એકે અક્ષર તમે જૂઠો પાડી આપો ત્યારે ખરા.

**પ્રધાન**—( એક પંચાંગ હાથમાં લઇને ) આ કઇ સાલનું પંચાંગ છે?

**જોશી**—એતો સંવત ૧૯૨૮—૨૯, શાકે ૧૭૯૪નું ચૈત્રી પંચાંગ છે.

**પ્રધાન**—ઠીક છે, થડમાંથી વાંચો. પછી જોશીએ પ્રથમનાં કેટલાંએક પાનાં વાંચ્યાં.

**પ્રધાન**—એ વર્ષમાં શ્વેતરનામે નાગ છે, તેના ફળનો શ્લોક ફરીથી વાંચો.

**जोशी**–यस्मिन्नब्दे भुजंगेंद्रो जायते श्वेतराभिधः
नवर्षतितदा वज्रीतदा सश्यं विनश्यति. १

**અર્થ**—જે વર્ષમાં શ્વેતર નામે નાગ હોય તે વર્ષમાં વર્ષાદ વરસે નહિ અને ધાન્યના છોડ નાશ પામે.

**પ્રધાન**—એ વાત જો ખરી ખાતરીની, અને પક્કો ભરોંસો રાખવા જેવી હોત તો તમેજ તમારાં ઘરબાર તથા ઘરાણું ગાડું વેચીને દાણા ખરીદ કરીને રાખત. પણ તમનેજ તમારા પંચાંગનો ભરોસો હોય એવું મને લાગતું નથી.

**રળીઓ ગઢવી**—એતો બીજાઓને સંભળાવવાની વાતો; જોશીઓ પંડે તો એવી વાત ઉપર કાંઇ ભરોસો રાખે નહિ. જો તે ખરી વાત હોત તો બીજાઓને કહેતજ નહિ.

**જોશી**—તમે જ્યોતિષશાસ્ત્રને જૂઠું કહો છો તેથી મને બહુ ખોટું લાગે છે.

**રળીઓ**—ખરી વાત છે; મારે જે માલના પૈસા ઉપજાવવા હોય, તે માલને કોઇ ખોટો કહે તો મને પણ ખોટું લાગે.

**પ્રધાન**—એ વર્ષમાં રોહિણી નક્ષત્રનો વાસો સમુદ્રમાં છે તેના ફળનો શ્લોક ફરી વાંચો.

**जोशी**–यदा पयोनिधिस्थलं गतंविरंचिभं तदा ॥
अतीव वर्षणंभवेत्समस्त धान्य वर्द्धनम्. २

**અર્થ**—જ્યારે રોહિણી નક્ષત્રનો સમુદ્રમાં વાસો હોય, ત્યારે અતિશય વર્ષાદ થાય, અને સઘળાં ધાન્યની વૃદ્ધિ થાય.

**પ્રધાન**—ત્યારે પહેલા શ્લોકમાં કહ્યું કે એ વર્ષમાં વર્ષાદ નહિજ થાય, અને આ શ્લોકમાં કહ્યું કે ઘણો વર્ષાદ થશે, તે બે વાતમાં સાચી કિયી !

**રળીઓ**—એજ જોશીની હોશિયારી તો! બંને વાતે સાચા પડે. જો વર્ષાદ ન થાય તો પહેલો શ્લોક બધે કહેતા ફરે, અને કહે કે અમે અગાઉથીજ કહ્યું હતું કે આ વર્ષમાં વર્ષાદ થવાનો નથી. અને જો વર્ષાદ થાય તો આ બીજો શ્લોક સંભળાવીને કહે કે અમે કહ્યું હતું કે વર્ષાદ બહુ વરસશે.

એક રાણીને પ્રસવ થવાનો હતો ત્યારે જોશીને પૂછ્યું કે આને પુત્ર અવતરશે કે પુત્રી? જોશીએ પ્રશ્ન જોઇને એક ચીઠી લખીને ગુંદરે બીડીને આપી, અને કહ્યું કે પ્રસવ થયા પછી આ ચીઠી ઉઘાડીને વાંચજો, અમારૂં લખેલું કદી જૂઠું પડે નહિ. પછી તે રાજાએ ચીઠી રાખી મૂકી, અને રાણીને પુત્રીનો પ્રસવ થયો, તે પછી ચીઠી ઉઘાડીને વાંચી તો તેમાં લખ્યું હતું કે "**પુત્રો ન પુત્રી.**" તેમાંથી એવો અર્થ નીકળ્યો કે દીકરો નહિ, પણ દીકરી અવતરશે. પણ જો દીકરો અવતર્યો હોત તો જોશી તેમાંથી એવો અર્થ કાઢત કે દીકરો અવતરશે, દિકરી નહિ.

**પ્રધાન**—હવે લાવો જન્મોત્તરી, અને વર્ષફળના ગ્રંથો પણ એજ રીતે હું જૂઠા પાડી આપું. કોઇની જન્મોત્તરી ભરોસો રાખવા જેવી ઘણી હોશિયારીથી કરેલી હોય તે લાવો, તેમાં પણ કેટલેક ઠેકાણે લખ્યું હશે કે આ માણસ દરીદ્રી થશે, અને કેટલેક ઠેકાણે લખ્યું હશે કે આ શ્રીમંત થશે, એવા બંને પ્રકારના જોગ લખેલા હોય છે.

આ વાત સાંભળીને જોશી તો નીચું જોઇ રહ્યો, અને અકળાયો. વળી તેના મનમાં એક વાત સુજી આવી તેથી તે બોલ્યો કે, કાંઇ આખી પૃથ્વી ઉપર સામટો કાળ પડતો નથી માટે પંચાંગમાં લખ્યું છે તેનું એમ સમજવું કે કોઇ એક ઠેકાણે સુદ્દલ વર્ષાદ નહિ થાય, અને કોઇક ઠેકાણે બહુ વર્ષાદ થશે.

**રળીઓ**—શાબાશ, જોશી શાબાશ. મેં જાણ્યું કે જોશી બંધાઈ ગયા. પણ હોશિયાર જોશી બંધાય નહિ! કેવો જવાબ ખોળી કાઢયો!!

**પ્રધાન**—ત્યારે તો સૌ જાણે છે કે પ્રત્યેક વર્ષમાં કોઈ ઠેકાણે વર્ષાદ નથી થતો અને કોઇ ઠેકાણે બહુ થાય છે, એમાં તમે ભવિષ્ય શાનું કહ્યું?

**જોશી**—તમે જન્મોત્તરીને જૂઠી કહો છો, ત્યારે રામચંદ્રજી, અને શ્રીકૃષ્ણ ભગવાનના જન્મગ્રહ જોઇને પણ જોશીએ કહ્યું હતું કે આને આટલું સુખ દુઃખ થવાનું છે ત્યારે તે લોકો શું ગાંડા હશે?

**પ્રધાન**—મોટાઓનાં ઓથાં લેવાની વાત જવા દો. તેઓનું ગમે તેમ હોય. જો વશિષ્ઠઋષિએ રામની જન્મોત્તરી ઉપરથી ભવિષ્ય જાણ્યું હોત, તો તેમને ગાદીએ બેસવાનું મુહૂર્ત જોઇ આપતજ નહિ. તોપણ આજ તમે તમારી વાત કરો. અગસ્તઋષિ સમુદ્ર પી ગયા હતા, આજ કોઇ બ્રાહ્મણ સમુદ્ર પી જાય એવો નથી.

જોશીએ જાણ્યું કે જન્મોત્તરીના અને વર્ષફળના ગ્રંથો આ રીતે તો જૂઠા પાડી શકશે, તેથી તેણે તે ગ્રંથો દેખાડવાની આનાકાની કરી.

---

## કર્મના આંક ફરે કે નહિ?

---

**પ્રધાન**—કર્મના આંક કે દહાડે લખાતા હશે? અને તે કોઇ પ્રકારે ફરે કે નહિ?

**જોશી**—જ્યોતિષમાં લખ્યું છે કેઃ—

**ललाट पटळे लिखितो विधाता**
**षष्ठी दिनेयाक्षर मालिकाच.॥**

છઠ્ઠીને દહાડે વિધાતાએ કપાળમાં જે આંક લખ્યા છે, તે જ્યોતિષશાસ્ત્રરૂપી દીવાથી દેખાઇ આવે છે. મતલબ કે નશીબમાં લખ્યું હોય તે જોશી કહી આપે પણ તેમાંનો એકે અક્ષર જોશીથી તો શું પણ હર બ્રહ્માથી પણ ફેરવાય નહિ.

**પ્રધાન**—ત્યારે પેટમાંથી ગર્ભ નાશ પામે છે, તથા છઠ્ઠી પહેલાં બાળક પીડા પામીને મરી જાય છે, તે તો વિધાતાના લેખ સિવાયની વાત છે, એવું તમારા કહેવાથી જણાય છે. પણ વળી ફરીથી હું તમને પૂછું છું કે નશીબના આંક કોઇ રીતે ફરી શકે કે નહિ?

**જોશી**—વિધાતાના આંક ફરેજ નહિ એવું ઘણે ઠેકાણે શાસ્ત્રમાં લખ્યું છે. વળી વિક્રમ રાજાને એક વૈતાળ ભૂતે પકડ્યો હતો ત્યારે વિક્રમે તેને કહ્યું કે થોડુંક મારૂં એક કામ તું કરે તો ઘણું સારૂં. વૈતાળે તે કબૂલ કર્યું.

પછી વિક્રમે કહ્યું કે મારો આવરદા કેટલો છે, તે તું વિધાતાને પૂછી આવ. પછી તે ભૂત જઇને પૂછી આવ્યો અને કહ્યું કે એંશી વર્ષ છ મહિના અને ઉપર અરધો દહાડો એટલો તારો આવરદા છે. ત્યારે વિક્રમે કહ્યું કે ફરીથી જા અને અરધો દહાડો છે તે પૂરો કરાવ, અથવા તે અરધો દહાડો કાઢી નંખાવ તો ઘણી મહેરબાની. પછી ભૂતે જઇને વિધાતાને ઘણી આજીજીથી કહ્યું, પણ બ્રહ્માએ કહ્યું કે મારા લખેલા આંક ફેરવાયજ નહિ.

વૈતાળે આવીને વિક્રમને કહ્યું કે છઠ્ઠીના આંક તો ફરેજ નહિ. ત્યારે વિક્રમે કહ્યું કે જ્યારે છઠ્ઠીના આંક ફરે નહિ, ત્યારે તું મને શું કરી શકનાર છે? એમ કહી તેની સાથે લડાઇ કરી. માટે છઠ્ઠીના આંક તો ફરેજ નહિ. વળી તેની સાબીતી એ છે કે જન્મકાળના ગ્રહ ઉપરથી જન્મોત્તરી વગેરે થાય છે, તે ગ્રહોની ગતિ ઉપરથીજ નશીબ વરતાય છે, અને ગ્રહોની ગતિનો નિયમ કોઇનાથી ફેરવાયજ નહિ; તો નશીબનો આધાર પણ તે ઉપરજ છે.

---

## શુકન મુહૂર્તના ગ્રંથોના જૂઠાણુ વિષે.

---

**પ્રધાન**—ત્યારે હવે તમારા શુકનના અને મુહૂર્તના ગ્રંથો પાણીમાં બોળો. (એ સાંભળીને બધી સભા ખડખડ હસવા લાગી.)

**જોશી**—એમ કેમ?

**પ્રધાન**—છઠ્ઠીના આંક ફરતા નથી ત્યારે શુકન અને મુહૂર્ત્ત જોવાની શી જરૂર છે?

**જોશી**—કોઇ ઠેકાણે એવું પણ લખેલું છે કે પુણ્યે અને પાપે સારૂં કે ખોટું ફળ પણ થાય, માટે શુકન મુહૂર્ત્ત જોવાં જોઇએ. શુભ મુહૂર્ત્ત જોઇને કરે તો તે કામ સિદ્ધ થાય અને અશુભ મુહૂર્ત્તમાં કરે તે કામ બગડેજ.

**પ્રધાન**—મુહૂર્ત્તના ગ્રંથમાં લખ્યું છે કે "**વિવાહે વિધવા ભવેત્**" જો અશુભ લગ્નમાં લગ્ન કરે તો તે કન્યા રાંડે. હવે વિચાર કરો કે ગ્રહણની વાત સાચી છે તો હિંદુઓનાં અને મુસલમાનોનાં બંનેનાં ઘર ઉપર તે દેખાય છે. શિંગડીઓ વછનાગ ઝેર છે તે ખા-નાર હિંદુ હોય તો પણ મરે અને મુસલમાન હોય તો પણ મરે છે. ત્યારે જે વખતે તમે કમુહૂર્ત્તો કહો છો તે વખતે મુસલમાનો, તથા હિંદુસ્તાન સિવાય બીજા દેશના લોકો લગ્ન કરે છે, પણ તે બધી સ્ત્રીઓ રાંડતી નથી તેનું કેમ? અને સાહેબ લોકો તથા સરકારી નોકરો, અને અંગ્રેજી ભણનારા શુકન જોતા નથી, ચંદ્રમાનું ઘર જોતા નથી, તેનું કેમ?

**જોશી**—એ લોકો શુકન મુહૂર્ત્તને માનતા નથી માટે તેઓને કાંઇ થતું નથી.

**પ્રધાન**—ઝેરને માને છે, અને અપશુકનને અને કમુહૂર્ત્તાંને માનતા નથી, તો તે ઉપરથી શું સમજાય છે? સાફ સમજાય છે કે

ઊરની વાત સાચી છે, ને પેલી વાત સાચી નથી. જો સાચી હોત તો માનવી પડત.

અને જો મુહૂર્તના ગ્રંથો સાચા હોત તો જન્મોત્તરી જૂઠી પડત. કેમકે જન્મોત્તરીમાં લખ્યું હોય કે ફલાણે દિવસે તે માંદો પડશે, તો તે દહાડે ચંદ્રમાનું ઘર જમણા હાથ ઉપર રાખીને તે ગામ જાય. કેમકે મુહૂર્તના ગ્રંથમાં લખ્યું છે કે "**दक्षिणे सुख संपदा**" જમણા હાથ ઉપર ચંદ્રમાનું ઘર રાખીને ગામ જાય તો સુખ અને સંપત્તિ પામે. તેમજ જન્મોત્તરીમાં ટૂંકું આયુષ્ય લખ્યું હોય પણ શુભ લગ્ન જોઇને પરણત એટલે તેની સ્ત્રી વિધવા થાત નહિ.

અને ઘણા હોશિયાર જોશીઓને બોલાવીને સારામાં સારૂં લગ્ન જોવરાવીને રાજાઓની કુંવરીઓને પરણાવે છે, તો પણ રાંડે છે, તે છતાં લોકો જોશીનો ભરોસો રાખે છે, એતો મોટી અચરજ જેવી વાત છે.

એટલું સાંભળીને જોશીનું મોં છેક ઝાંખું પડયું, અને કેટલાએક લોકોની ખાતરી થઇ કે ફળાદેશની વાત જૂઠી છે. પછી કેટલાએક સભાસદો પ્રધાનના મતને ટેકો આપવાને હિંમતથી ઉભા થયા.

---

## જોશીની જવાબ દેવાની હોંશિઆરી.

---

એક ઘરડો શાહુકાર બોલ્યો કે આ જોશીએ મારી જન્મોત્તરી કરી છે, તેમાં લખ્યું છે કે સાત સંતાન થશે. કેમકે જાતકના ગ્રંથમાં લખ્યું છે કે જન્મ કુંડળીમાં પાંચમું ભુવન તે સંતાન ભુવન કહેવાય છે, તેમાં બાર રાશિમાંનો જેટલામો આંક આવ્યો હોય તેટલા સંતાનની પ્રાપ્તિ તેને થશે એમ કહેવું. હવે રાશિના આંક તો એકથી બાર સુધીજ હોય છે, માટે બારથી વધારે સંતાન કોઇને થવાં

જોઇએ નહિ, અને એકથી ઓછાં થવાં ન જોઇએ, પણ મારે તો મારી ઉમરમાં પંદર છોકરાં થયાં.

જોશી—સંતાનભુવનમાં આંકડો આવે એટલાં સંતાન જીવતાં રહે એમ જાણવું.

ગ્રહકુંડળી.




શાહુકાર—મારે તેમ પણ નથી. કેમકે મારે સંતાન ભુવનમાં છનો આંક છે અને મારે છોકરાં ૪ જીવે છે અને મારી સ્ત્રી પણ મરી ગઇ, તેથી હવે મારે સંતાન થવાની આશા નથી. એવું સાંભળીને જોશીનું મોં બંધ થયું. પણ વળી તેની હોશિયારી પ્રગટ થઈ આવી અને તે થોડોક વિચાર કરીને બોલ્યો કે શેઠજી, શાસ્ત્રો જૂઠાં પડેજ નહિ. તમારી પરણેત સ્ત્રીનાં છોકરાં ચાર જીવે છે, તો બાકીનાં ત્રણ બીજી રીતનાં છોકરાં જીવતાં હશે એમાં શક નહિ. એવું સાંભ-

ળીને બધી સભાએ તે જોશીને ધીટકાર કરવા માંડ્યો, અને કહ્યું કે તે શેઠ નાનપણથીજ સદાચરણી કહેવાય છે, તેમનામાં બીજી રીતની ચૂક પડેજ નહિ.

**જોશી**—જુઓ હનુમાનજી બાળબ્રહ્મચારી હતા, અને મહા સદાચરણી હતા, પણ એક સમે હનુમાનજીએ પોતાની જન્મકુંડળી એક જોશીને દેખાડી ત્યારે જોશીએ તે જોઇને કહ્યું કે તમારે એક પુત્ર થયેલો છે. હનુમાનજીએ કહ્યું કે હું તો બાળબ્રહ્મચારી છું, અને મારી ઉમરમાં કદિ બ્રહ્મચર્યવ્રત ચૂક્યો નથી, માટે મારે પુત્ર ક્યાંથી હોય ?

જોશીએ કહ્યું કે જોતિષશાસ્ત્ર કદિ જૂઠું હોયજ નહિ. તમે લંકાથી આવતા હતા ત્યારે સમુદ્રમાં તમારૂં વીર્ય ખળિત થયું હતું, તે એક માંછલીએ ગળ્યું હતું, તેથી માંછલીને ગર્ભ રહ્યો, અને તેનો પુત્ર થયો છે તેનું નામ મકરધ્વજ છે. પછી તે વાત હનુમાને કબૂલ કરી. તેમજ જ્યોતિષમાં જેટલી સ્ત્રીઓ થવાની, કે જેટલાં સંતાન થવાનાં લખ્યાં હોય તે થયા વિના રહેજ નહિ, પણ તે એવી રીતે થાય કે તેની કોઇને ખબર પડે નહિ.

**રળીઓગઢવી**—શાબાશ! જોશીબાવા શાબાશ, બડા હોશિયાર છો, કોઇ વાતે બંધાતા નથી!

---

## પટેલનો પ્રશ્ન.

---

ત્યાં એક પટેલ બોલી ઉઠયો કે—કપટ કર્યા વિના ફક્ત ફળાદેશના પુસ્તકમાં લખ્યું હોય તેજ પ્રમાણે કોઈ જોશી કહે તો તે ઘડીએ ઘડીએ જૂઠો પડે. તેનો એક દાખલો એવો છે કે એક નવો વિદ્યાર્થી નામીચા જોશી પાસે સાત વર્ષ સુધી જોતિષશાસ્ત્ર ભણ્યા પછી પોતાને ઘેર આવ્યો, અને સર્વે લોકો કહેવા લાગ્યા કે પ્રખ્યાત

જોશી પાસે ભણી આવ્યો માટે તે હોશિયાર છે. એવામાં મારૂં કાંઇ ખોવાયું હતું તેથી હું નાળીએર લઇને તે નવા જોશીને પ્રશ્ન પૂછવા ગયો અને તેના આગળ નાળીએર મૂકીને મેં કહ્યું કે મહારાજ, અમારૂં કાંઇ ખોવાયું છે માટે પ્રશ્ન બાંધો.

જોશીએ તરત ઉઠીને પોતાની છાયાનાં પગલાં ભરીને પ્રશ્ન બાંધ્યું, ત્યાં કુંભ લગ્ન બેઠું. ત્યારે જોશીએ કહ્યું કે પ્રશ્નના ગ્રંથમાં લખ્યું છે કે—"**कुंभेतु मुषक चौरः**" કુંભ લગ્ન બેસે તો જાણવું કે ખોવાયેલી જણસ ઊંદર લઇ ગયા છે. ત્યારે મેં કહ્યું કે મહારાજ, મારો તો બળદ ખોવાયો છે. તે સાંભળીને તે જોશીએ નીચું જોયું અને ઘણો શરમાઇ જઇને બોલ્યો કે હવે હું ફરીથી જ્યોતિષ ભણવાને મારા ગુંરૂ પાસે જઇશ, કેમકે કાંઇક અધુરૂં રહી ગયું ખરૂં. પછી તે ગુરૂ પાસે ગયો, અને કહ્યું કે મહારાજ, તમે કાંઇક કપટ રાખીને મને ભણાવ્યો છે, નહિ તો આમ કેમ થાય? ગુરૂએ કહ્યું કે ફક્ત પુસ્તક ઉપર આધાર રાખવો નહિ, પોતાની હોશિયારી વાપરવી. પ્રશ્ન પૂછનારને પૂછવું કે તમારૂં શું ખોવાયું છે? તમારે કેના ઉપર વહેમ છે? તમે તેનો તપાસ કેવી રીતે કર્યો? ઇત્યાદિ પૂછીને તેને મળતું બોલવું, અને તે વસ્તુ જડશે કે નહિજ જડે, એવું નક્કી પુસ્તકમાંથી જણાય તોપણ નક્કી કહેવું નહિ. ગુરૂના કહેવાનો ખરો અર્થ એવો નીકળ્યો કે ફળાદેશના ગ્રંથો જૂઠા છે, માટે તેનો ભરોસો રાખવો નહિ અને પોતાની હોશિયારી બતાવવી.

એવું સાંભળીને તેને ઘણો પસ્તાવો થયો, કે આવા જૂઠા ભણતરમાં મેં સાત વર્ષ ગાળ્યાં, તે કરતાં હું કોઇ સાચી વિદ્યા ભણ્યો હોત તો ઘણું સારૂં.

---

## શેઠના બાળકની જન્મોત્તરી.

ત્યાં એક શાહુકાર ઊભો થઇને બોલ્યો કે—કાશીનો એક નામાંકિત જોશી દ્વારિકાની જાત્રાએ જતો હતો, તે આપણા શહેરમાં આવ્યો હતો. એવામાં અમારે ઘેર પ્રસવનો સમય હતો, માટે અમે તે જોશીને અમારે ઘેર બોલાવ્યો અને પ્રસવકાળની વેળાનો બરાબર તપાસ કરાવ્યો, અને પુત્રનો પ્રસવ થયો તેજ વખતે તેણે જન્મકુંડળી બાંધી. ઊંચ ગ્રહ જોઇને તેણે અમને કહ્યું કે આ તમારો પુત્ર મહા પરાક્રમી થશે.

અમે તેને કહ્યું કે એની જન્મોત્તરી તમારેજ તૈયાર કરવી. તમને તમારી મહેનતનો બદલો સારો આપીશું તે વાત તે જોશીએ કબૂલ કરી, અને કહ્યું કે દ્વારિકામાં અમારે ચોમાસું રહેવું છે, માટે ત્યાં જન્મોત્તરી તૈયાર કરીને વળતી વખતે તમને વાંચી સંભળાવીને આપીશું. પછી કાગળ અને રંગના ખર્ચના રૂ. ૧૦) અમે તેને આપ્યા તે લઇને જોશી દ્વારિકા ગયા. ચોમાસું ત્યાં રહીને મોટી જન્મોત્તરી તૈયાર કરી, અને વળતી વખતે આવીને અમને સંભળાવી. તે સાંભળવાને અમારા ગુમાસ્તાઓ, સગાઓ, અને અમારા મિત્રો બેઠા હતા.

જોશીએ એવું વાંચ્યું કે તે છોકરાના કર્મમાં ચાર સ્ત્રીઓ અને દશ સંતાન થવાનાં લખેલાં છે અને સાઠ વર્ષનો આવરદા છે. તે જન્મોત્તરી ઘણી લાંબી હતી માટે વાંચતાં ચાર પાંચ દહાડા થયા. થોડીક વાંચવી અધુરી રહી તે દહાડે છોકરાને કાકાબળીઆ નીકળ્યા, તેથી અમે દિલગીરીમાં પડ્યા, અને જોશીને કહ્યું કે હવે આ નાહાઇ ઉઠ્યા પછી બાકીની જન્મોત્તરી વંચાવીને તમને શીખ કરીશું.

દૈવની ગતિની કોઇને ખબર પડતી નથી! કાકાબળીઆના રોગથી તે છોકરો ગૂજરી ગયો! પછી જોશીઆવા રાતમાં ઉઠીને રસ્તે ચાલતા

થયા, અમને મોઢું દેખાડવા પણ આવ્યા નહિ. જો છોકરો જીવતાં પૂરી જન્મોત્તરી વંચાઈ હોત તો તે જોશીને રૂ. ૨૦૦૦) મળવાના હતા પણ જોશીને બિચારાને દૈવની ગતિની કાંઈ ખબર નહોતી.

---

## લીંબડીના કારભારીના પુત્ર વિષે.

---

એ સભામાં લીંબડીનો એક નાગર બેઠો હતો તે બોલ્યો કે—એક સમે કડીનો નામાંકિત જોશી લીંબડીમાં આવ્યો હતો, ત્યાંના દરબારમાંથી તેને રૂ ૧૦૦) મળ્યા. પછી ત્યાંના કારભારી હરિભાઈ મહેતાની સ્ત્રીને ગર્ભ હતો, માટે તેમના ભાઈ જગજીવન મહેતાએ તે જોશીબાવાને પોતાને ઘેર તેડીને નાળીએર અને રૂપૈઆ આગળ મૂકીને કહ્યું કે આપ ગાયકવાડ સરકારના માનીતા છો, ઘણાં રાજ્યસ્થાનોમાંથી આપને વર્ષાશન જ્યોતિષ વિદ્યા બાબત મળે છે, અને આપના જેવા જોશી ગૂજરાતમાં તો કોઈ નથી, માટે પ્રશ્ન જુઓ, અને ખરેખરૂં કહો કે આ અમારી ભોજાઇને દીકરો અવતરશે કે દીકરી?

**જોશીએ**—તે વેળા ગ્રહકુંડળી કરીને ખૂબ તપાસ કરીને કહ્યું કે દીકરી અમુક દિવસે અવતરશે. હવે હરિભાઇ મહેતાની વૃદ્ધાવસ્થા હતી, તેથી સર્વેને એવી ઉમેદ હતી કે દીકરો અવતરે તો ઘણું સારૂં. પણ આ જોશીબાવાએ દીકરી અવતર્યાનું કહ્યું તેથી સૌનાં મન ઉદાસી થયાં.

તે વખતે તેમના ઘરનો જોશી નથુભટ ત્યાં બેઠો હતો, તે ઝાઝું ભણેલો નહોતો, તેણે ધાંટો કહાડીને કહ્યું કે જોશીબાવા તો મોટા છે, પણ મારા પ્રશ્નમાં એવું આવે છે કે જરૂર દીકરો અવતરશે; જો દીકરો ન અવતરે તો આ જનોઇને ઠેકાણે ડામ દઉં. આવું સાંભળીને સૌ હસ્યા, કેમકે નથુભટ ભોળો છે એવું લોકો માનતા હતા.

પછી જોશીએ કહેલે દહાડે તો નહિ, પણ પ્રસવ સમે તે બાઇને દીકરો અવતર્યો, તેથી કારભારીના ઘરમાં તથા આખા શહેરમાં નથુભટની પ્રતિષ્ઠા વધી. એ ઉપરથી જણાય છે કે કાકતાળીય ન્યાયે કોઈ વખતે જડતું આવી જાય છે. અને કોઇ વખતે તો બોલવાની હોશિયારીથી જડતું લાવે છે, એમાં ઝાઝું ભણેલાનું કારણ નથી.

---

## વળાદરા બ્રાહ્મણ તથા ગરોડા વિષે.

---

પછી વળાદનો એક માણુસ ઉભો થઇને બોલ્યો કે, કાશીના જોશી કહો કે ગમે ત્યાંના જોશી હોશિયાર કહો, પણ અમારા ગામના નામથી ઓળખાતી નાતના વળાદરા બ્રાહ્મણના જેવા ભૂત, ભવિષ્ય અને વર્ત્તમાનની વાત કહી આપે એવા જોશી બીજા કોઇ નથી.

તેઓનો ધંધો ભીખ માગવાનો જ છે. કોઈ તો ટોળી બાંધીને ચકલે ચકલે મોંમાથી કંકુ, નાળીએર, અને ચુંદડી કાઢવાનો જાદુનો તમાસો માતાના નામથી કરે છે. કોઇ તો ઘેર ઘેર કણિક માગે છે, અને ભાયડા ઘેર ન હોય ત્યાં જઇ બાઇડીઓના હાથની રેખાઓ જોઇને તેમના નશીબની વાતો કહે છે.

તેઓ એક અક્ષર પણ ભણેલા ન છતાં, જૂનું રંગેલું પંચાંગ ઉતરી ગયેલું, અથવા જન્મોત્તરી, કે વર્ષફળ કોઇ પાસેથી માગી લઇને પાસે રાખે છે. પછી તે ટીપણું લાંબુ ઉખાળીને મોંઢે લાંબી લાંબી ભવિષ્યની વાતો કહે છે.

કોઇ બાઇને કહે છે કે બાઇ, તારી કુખે તલ છે. તને એક વખતે સ્વપ્નું આવ્યું હતું. તેં એક વિચાર કે દહાડાનો ધારેલો છે, પણ તે વિચાર પાર પડતો નથી. ઇત્યાદિ ગપ્પાં મારે છે તે બરાબર જડતાં આવી જાય છે, કોઇકજ વાત જૂઠી પડે છે. એજ રીતે

હોશિયારીથી બોલી જાણે તે જોશી પંકાય છે. તેમજ કેટલાએક ઢેડ ગરોડા પણ એ વાતમાં પંકાય છે. તેથી લોકો કહે છે કે કળિયુગમાં ગરોડાનો જોશ પળે છે, બ્રાહ્મણોનો પળતો નથી.

---

## ચારે પાયે રિષ્ટ.

---

**એક અમદાવાદી** બોલ્યો કે—અમદાવાદની સાંકડી શેરીની સરૈયાની પોળમાં મગન નામે એક શ્રીમાળી બ્રાહ્મણ રહેતો હતો, તેને ઘણો મંદવાડ આવ્યો ને અવાચક થઇ ગયો, ને ઉગરવાની આશા રહી નહિ ત્યારે તેની વહુએ તેના સગાઓને કહ્યું કે મારા વરની જન્મોત્તરી તથા વર્ષફળ છે તે એક ખરા જોશીએ કરેલાં છે, ને આજસુધી જોશીના કહ્યા પ્રમાણેજ બરાબર થતું આવ્યું છે, માટે જન્મોત્તરી ને વર્ષફળ જોશીને દેખાડી આવો. જોઇએ જોશી શું કહે છે?

પછી તેના સગાઓએ એક પછી એક એમ ચાર જોશીઓને તે દેખાડ્યાં તો ચારેએ એવું કહ્યું કે ચારે પાયે રિષ્ટ ઉપજી ચૂક્યું છે, અને આવતી ચોદશને અમાસ એ બે તિથિયો ભારે છે, માટે તે વળોટવાનો નથી. એવું સાંભળીને સૌએ આશા મૂકી, ને દાન પુન્ય કરાવ્યું.

પણ ઇશ્વરના કૃત્યની જોશીને કે જોશીના બાપને કાંઈ ખબર પડતી નથી. મગનને તો વળતી દશા થઇ. ને ચોદશ તથા અમાસને દહાડે તો તે ચૌટામાં દુકાને ગયો. પછી બીજે વર્ષે મરી ગયો. શોધી જોઈએ તો આવા દાખલા ઘણા જોવામાં આવે અને ખાતરી થાય કે ભવિષ્યની વાત કોઇ કળી શકતું નથી.

અમદાવાદમાં એક પ્રખ્યાત જોશી છે, તે આખા જીલ્લામાં પંકાય છે, અને ધોળકામાં ઘણા લોકોએ મારા સાંભળતાં કહ્યું કે અમે ઘણા જોશીઓ જોયા, પણ અમદાવાદમાં ફલાણા જોશી છે, એવો તો કોઇ

અમારા જોવામાં આવ્યો નથી. તે જેટલું કહે તે થાય છે. અમદાવાદમાં શ્રીમંત શ્રાવકો પણ એ જોશી પાસે ગ્રહદશા જોવરાવે છે. હવે તે જોશી મારો મિત્ર છે, માટે મારી આગળ તથા અમારી મંડળીના લોકો આગળ સમ ખાઇને કહે છે કે, જ્યોતિષના ફળાદેશના ગ્રંથો કેવળ જૂઠા છે. પણ તે ઉપર જ આધાર ન રાખતાં હું મારી હોંશિયારીથી એવી તો વાત જડતી લાવું છું કે કાળમીંઢ પથરા જેવો કઠણ છાતીવાળો હોય તે પણ મારી વાતથી પલળી જાય છે અને હું કહું તે સાચું માને છે. એમાં આગલી પાછલી ખબર રાખીને બોલવાની યુક્તિ આવડવી જોઇએ, બીજું કાંઈ નથી.

એવી તકરારો સાંભળીને પેલો રાજાનો જોશી બોલ્યો કે પ્રધાનજી, સાંભળો; ફળાદેશની વાતો જૂઠી હોય તો પુરાણોમાં તથા વાર્ત્તાઓમાં સહદેવ જોશીની અને ગર્ગ જોશી આદિકની વાતો લખી છે, તે કેમ લખી હશે?

## અદ્‌ભૂત રસની વાતો વિષે.

**પ્રધાન**—વાર્ત્તાઓમાં તથા પુરાણોમાં કેટલીએક વાતો કવિએ અદ્‌ભૂત રસ ઉપજાવવા સારૂ લખેલી હોય છે, તેમાં કોઇ રાજા આકાશમાં ઉડ્યા, અને પાતાળમાં જઇને નાગ કન્યાને પરણી લાવ્યાની વાતો લખેલી છે. કોઇની સાથે સમુદ્રે વાતો કરી, એવું પણ લખેલું છે.

તેમજ કલ્પવૃક્ષ, કામધેનુ, ચિંતામણી, અને પારસમણી, કે જેના સ્પર્શથી લોઢાનું સોનું થાય; વળી ચંદ્રકાંતમણી કે જેની કિરણો અને ચંદ્રની કિરણો સામસામી મળે એટલે ચંદ્રમાંથી પૃથ્વી ઉપર સોનું ખરવા માંડે, અને સોનાના ઢગલે ઢગલા થાય, એવી એવી જે વાતો લખેલી છે તે રમુજને વાસ્તે અને અદ્‌ભૂત રસને વાસ્તે લખેલી છે.

અમરફળ ખાય ને અમર થાય; એક જોગીએ રાણીને એક ફળ આપ્યું તે ખાવાથીજ રાણીને ગર્ભ રહ્યો અને પુત્ર પ્રાપ્તિ થઈ, ઈત્યાદિ અનેક વાતો લખેલી છે તે એવી જ છે. તેમજ મંત્ર, જંત્ર, ને અનુષ્ટાનની, કીમીયાની, કે જ્યોતિષ ઉપરથી ભવિષ્ય કહી આપવાની વાતો લખેલી છે તે પણ અમરફળ અને ચંદ્રકાંતમણીના જેવી છે.

ઉપર લખેલી ચીજો કદાપિ સ્વર્ગમાં હોય એવું તો સંભવે, પણ આ કળિકાળમાં મૃત્યુ લોકમાં તો એવી ચીજ કોઇ ઠેકાણે હોય એવું સંભળાતું નથી, અને સંભવતું પણ નથી.

જૂનાં પુસ્તકોમાં એવું લખેલું છે કે એક રાજાનો કુંવર મરવા પડયો ત્યારે બીજા લોકોએ પોતાનો આવરદા તેને આપ્યો તેથી તે જીવતો રહ્યો. એવી વાતો અસંભવિત કહાણીઓ છે. જો એવી વાતો સાચી હોત તો રાજાઓ મરત નહિ, કેમકે વેચાતો આવરદા જોઇએ એટલો મળી આવત અને દુખીઆ લોકો આવરદા વેચત. પણ એવા વહેમથી દેવીની આગળ માણસ મારતા હતા, અને જાણતા હતા કે તેનો આવરદા અમને મળશે. દેવી આગળ બકરાં પાડા મારે છે તેની પણ એજ મતલબ છે કે આપણા જીવના બદલામાં બકરાનો અથવા પાડાનો જીવ આપીશું તેથી આપણો જીવ બચશે. માણસના માથાના આકારનું નાળીએર દેવની આગળ વધેરે છે, તેની પણ અસલ મતલબ એજ છે. પણ હવે એવા એવા વહેમો આપણા દેશમાંથી નાશ પામે તો ઘણું સારૂં. તેમજ જ્યોતિષના ફળાદેશના ગ્રંથો પણ નાશ કરવા યોગ્ય છે.

રાજા—ત્યારે શું વિલાયતમાં જયોતિષવિદ્યાને કોઇ માનતું નહિ હોય ?

---

## વિલાયતમાંના જ્યોતિષ વિષે.

**પ્રધાન**—જ્યોતિષની જેટલી સાચી વિદ્યા છે, તેટલી વિલાયતમાં વખાણાય છે, તથા તેનો વધારો અને સુધારો હરસાલ થતો જાય છે. ત્યાંના જોશીઓને મોટા પગાર મળે છે. આપણા જોશીઓ તો ફક્ત આપણા દેશમાં ગ્રહણ થવાનું હોય તેનોજ વર્ત્તારો કરી શકે છે, પણ તેઓને ભૂગોળ વિદ્યાનું જ્ઞાન નથી હોતું, તેથી અરબસ્તાનમાં, અમેરીકામાં, અને રૂશ દેશ વગેરેમાં ક્યારે ગ્રહણ દેખાશે તેનું જ્ઞાન નથી. અને વિલાયતના જોશીઓ તો હરેક દેશમાં દેખાવાના ગ્રહણનો બરાબર વરતારો કરી શકે છે, તથા નવા ગ્રહો શોધી કહાડે છે, અને મોટા શહેરોમાં ગ્રહવેધશાળાઓ ત્યાં ઘણે ઠેકાણે છે. અને ગ્રહવેધયંત્રો પણ બનાવે છે કે જે યંત્રવડે જોવાથી ગ્રહોની ગતિ વિષે, અને ગ્રહણો વિષે આપણને સ્પષ્ટ સમજાય.

પણ જ્યોતિષ ઉપરથી નશીબની વાત, કે મોંઘા સોંઘા ભાવની વાત તેઓ કહેતા નથી. બધી વિદ્યાઓ કરતાં જ્યોતિષ વિદ્યાને તેઓ ઘણી ઉપયોગી માને છે. જ્યોતિષ ઉપરથીજ આખી પૃથ્વીનું માપ તેઓ કરી શકે છે. જ્યોતિષ વિદ્યાના આધારથીજ તેઓ મહાસાગરમાં હજારો ગાઉ સુધી મુસાફરી કરી શકે છે, અને જ્યોતિષ વિદ્યાના આધારથીજ વિલાયતનો રસ્તો ૭ મહિનાનો લાંબો હતો તે ટૂંકો કરી શક્યા છે.

પણ શુકન, મુહૂર્ત્ત, કે ગ્રહદશા વગેરેને તેઓ માનતા નથી. અંગ્રેજ લોકો હરેક બાબતનો શોધ કરવામાં કચાશ રાખતા નથી. જ્યોતિષની જેટલી સાચી વિદ્યા છે, તે ખગોળ વિદ્યાને નામે ત્યાં ઓળખાય છે. મોટી કોલેજોમાં તે શિખવે છે. જ્યોતિષના ફળાદેશના ગ્રંથો સાચા નથી તેથીજ અંગ્રેજો તેને માનતા નથી. જો તે ગ્રંથો સાચા હોત તો અંગ્રેજો તેમાંથી સાર કહાડી લીધા વિના રહેત નહિ.

વિલાયતમાં બીજી રીતે ભવિષ્ય વાતો કહીને ભોળા લોકોને ઠગનારા* લોકો છે, પણ સરકારના જાણવામાં આવે તો તેવા લોકોને શિક્ષા કરે છે. આપણા દેશનો કોઇ જોશી વિલાયતમાં ગયો હોય, અને ત્યાંના કોઇ માણસની ગ્રહદશા જોઇને તેને ભવિષ્ય વાત કહે, અને તે બાબત તેની પાસેથી નાણું લે. પછી તે વાતની જો પોલીસને માલુમ પડે, તો જોશીબાવાને કેદમાં જવું પડે, એવો ત્યાંનો સરકારી કાયદો છે.

મુંબઇના પારસીઓમાં જ્યોતિષના ફળાદેશનો વહેમ ઘણો પેઠો હતો, પણ તેઓમાં અંગ્રેજી વિદ્યાનો જેમ જેમ વધારો થતો ગયો, તેમ તેમ વહેમ ઓછો થતો ગયો છે. તાજક, એટલે જે ઉપરથી વર્ષફળ થાય છે તે, તથા રમળવિદ્યા એ બે બાબતો મુસલમાનોમાંથી આપણા દેશમાં અને આપણી સંસ્કૃત વાણીમાં દાખલ થયેલી છે. તે ઉપરથી સિદ્ધ થાય કે અરબસ્તાન અને ઇરાન વગેરે મુસલમાનોના દેશોમાં તે વહેમ ઘણો હશે, અને આપણા દેશના મુસલમાનોમાં પણ તે વહેમ છે. તોપણ તેઓ આપણા મુહૂર્તના ગ્રંથોને માનતા નથી; આપણા કમુહૂર્ત્તમાં તેઓ લગ્ન કરે છે.

રાજા—ત્યારે મુહૂર્તના ગ્રંથો રચવાનું કારણ શું હશે?

## મુહુર્ત્તના ગ્રંથોનું કારણ.

પ્રધાન—આપણા દેશના લોકો આળસુ હોય છે, તેથી ઠરાવેલે વખતે કામ કરી શકતા નથી. કોઇ સભામાં સવારના ૯ વાગતાં હાજર થવાનું નિમંત્રણ કર્યું હોય તોપણ ૯ ને બદલે બાર વાગતાં હાજર થાય.

* અને મોટી ગપ્પો મારનાર પણ છે કે પૂછડીઆ તારાનું પૂછડું અથડાયાથી પૃથ્વી નાશ પામશે. સૂર્યમાંથી સળગતો પહાડ છૂટો પડીને પૃથ્વી તરફ આવે છે, ઈત્યાદિ.

વળી વિવાહ વગેરેના કામમાં તો, જો લગ્નનો ઠરાવ ન હોત તો કંઇક તરેહના વાંધા પડવાથી બે ત્રણ દિવસ વધારે નીકળી જાત, અને કોઇ સમે તો તે કામ પાર પાડવું મુશ્કેલ થઇ પડત. માટે ઘરડાઓએ ઠરાવ કરેલા જણાય છે કે જોશી લગન જોઇ આપે તેજ લગ્ને તે કામ થવું જોઇએ. વળી લગ્ન જોઇ આપનાર લગનના કામમાં એક સાક્ષી પણ ગણી શકાય.

પરગામ જવું હોય ત્યારે જોશીને પૂછીને દહાડો તથા વખત મુકરર કરી રાખે છે કે ફલાણી વખતે ઘરમાંથી નીકળવું જોઇએ, નહિ તો પછી અવજોગ બેસે છે, તો એવા વહેમથી તે વખત બરાબર સાચવે છે.

પરગામ જવાની વખતે જઈ ન શકાય તો પસ્તાનું મૂકવાની લગાર છૂટ મૂકી તેથી પણ નુકસાન થયાં છે. તે વિષે ધ્રાંગધ્રાના રાજ સાહેબ વિષે એક કહેવત ચાલે છે કે "રાજનાં પસ્તાનાં.'

એ કહેવતનું મૂળ એમ છે કે કોઇ ઠેકાણે મોટી લૂટ થઇ તેની ફરિયાદ રાજ સાહેબની આગળ થઇ, ત્યારે રાજ સાહેબે વહારે ચડવા ફોજ તૈયાર કરી, તે સાથે પોતાને પણ ચડવાનું હતું. પછી મુહૂર્ત્ત જોવરાવ્યું તે બીજે દિવસ સવારમાં આવ્યું. પણ બીજે દિવસે જરૂરનું કામ આવવાથી પોતાને ચડવાનો ઘોડો પસ્તાને મૂક્યો. તે ઘોડો છ મહિના સુધી પસ્તાને રહ્યો પણ રાજને ચડવાની નવરાશ મળી નહિં. એવે વખતે મુહૂર્ત્ત પણ નુકસાનકારક છે. તથાપિ મુહૂર્ત્ત સાચવ્યું હોત તોપણ સારૂં.

વરકન્યાનું હસ્તમેળાપન થવાનું હોય ત્યારે વરને આતુરતા રહે છે કે કઈ ઘડીએ હસ્ત મેળાપ ન થાય, અને વિવાહમાં રીતભાત લેવાદેવાના વાંધા ઘણા પડે છે, માટે લગનની વેળા ઠરાવાનો ચાલ છે તેથી વરને તથા બીજાને નિરાંત રહે છે કે ગમે તેમ થાય પણ અમુક વખતે હસ્ત મેળાપન થશે. એવાંજ કારણોથી હરેક કામનું મુહૂર્ત્ત જોવરાવવાનો ઠરાવ કરેલો હશે.

વળી બીજું પણ એક કારણ જણાય છે કે બ્રાહ્મણોએ એવી યુક્તિ કરી રાખેલી છે કે બધી રૈયત વંશ પરંપરા બ્રાહ્મણોની ઓશીઆળી રહે, અને હરેક કામમાં સૌને બ્રાહ્મણોની ગરજ પડે, એટલા સારૂ મુહૂર્ત્તના ગ્રંથોરૂપી પોતાનાં છોકરાંની આજીવિકા કરી મુકેલી છે.

એવું સાંભળીને રાજાના જોશીને ઘણો ક્રોધ ચડ્યો, આંખ્યો લાલ ચોળ થઈ આવી થરથર ધ્રૂજવા લાગ્યો, અને મહા ક્રોધથી બોલ્યો કે અરે દુષ્ટો, તમે ઋષિઓની નિંદા કરો છો અને ધર્મ વિરૂદ્ધ કુતર્ક કરીને બોલો છો, માટે નાસ્તિક છો. હું તમારી સાથે સંભાષણ કરવાને ચહાતો નથી, તમારૂ મોં પણ જોવું યોગ્ય નથી.

રાજા--હવે સભા બરખાસ્ત થાઓ. બ્રાહ્મણનું દીલ દુખાય તે કરવું નહિ કેમકે તે આપણા પૂજ્ય છે. હવે સૌ સૌને ઘેર જાઓ. પછી સભા બરખાસ્ત થઈ.

## જોશી કાલાવાલા કરે છે.

રાત્રીએ જોશીને ઊંઘ આવી નહિ. એક તો પ્રધાનના સામાં અપમાનનાં વચનો કહ્યાં તેનો પસ્તાવો થવા લાગ્યો, અને બીજું મોટી ફિકર એ થવા લાગી કે હવે લોકો જ્યોતિષને નહિ માને તો મારી આજીવિકા તૂટી જશે અને મારાં છોકરાં શું ખાશે! ભટાણીએ પૂછ્યું કે આજ તમને ઊંઘ કેમ આવતી નથી? કાંઈ મોટી ફિકરમાં પડ્યા હો એવા કેમ જણાઓ છો?

પછી જોશીએ બધી વાત માંડીને કહી, ત્યારે ભટાણીએ કહ્યું કે હવે એનો ઉપાય એ છે કે સવારમાં પ્રધાનને ઘેર જઈને કાલાવાલા કરો, એટલે તે જ્યોતિષની નિંદા કરે નહિ. જ્યોતિષની વાત જૂઠી છે એતો આપણે પણ જાણીએ છીએ. જુઓ કે આપણો વીસ વર્ષનો દીકરો મરી ગયો. તેને પરણાવતાં હજાર રૂપૈઆનું દેવું કરવું

પડેલું તેનું વ્યાજ આપણે માથે હજી ચડે છે, અને બાર વરસની વહુ રાંડેલી છે જો તમને આગળથી ખબર પડતી હોત કે આ છોકરો મરી જવાનો છે, તો કરજ કરીને આપણે શા વાસ્તે તેને પરણાવત ? વળી આ એક આપણી દીકરી પણ રાંડેલી છે, તેનું શુભ લગ્ન જોવામાં કે મળતા ગ્રહ જોવામાં તમે કાંઈ કસર રાખી હશે ? પણ લોકો આંધળા છે. તે જ્યોતિષથી ઠગાય છે, અને જન્મોત્તરીઓ અને વર્ષફળ કરાવીને ખાલી પૈસા પાણીમાં નાંખે છે. જો લોકોનું ભોળાપણું મટી જાય, તો આપણો ધંધો ભાગી પડે એમાં કાંઈ સંશય નથી.

પછી જોશી સવારમાં ઉઠીને પ્રધાનને ઘેર ગયા. પ્રધાને નમસ્કાર કરીને આસન ઉપર બેસાર્યા.

**જોશી**—મેં તમને કાલે ક્રોધમાં અપમાનના શબ્દો કહ્યા તેની તમારે ક્ષમા કરવી, અમે તમારા બ્રાહ્મણ છૈએ.

**પ્રધાન**—મને રીસ ચડીજ નથી. તમારા ઉપર રીસ હોય નહિ.

**જોશી**—(પાઘડી ઉતારીને) અન્નદાતા, તમે અમારી આજીવિકા તોડશો નહિ.

જ્યોતિષવિદ્યા સતયુગમાં સાચી હતી, પણ કળિયુગમાં ગ્રંથો સ્થૂળ પડી ગયા, તેથી તે વિદ્યા જૂઠી પડી ગઈ છે, પણ શું કરીએ તે અમારો ધંધો ઠર્યો, માટે અમારા જેવા ગરીબ બ્રાહ્મણ ઉપર દયા લાવીને તમારે તેની નિંદા કરવી નહિ.

**પ્રધાન**—ઠગાઇનો ધંધો કરવો તેમાં પાપ છે, માટે હું તમારા ઉપર દયા લાવીને તમને કહું છું કે તમે બીજો ધંધો કરો અને લોકોને ધૂતવાનું છોડી દો. હું તમારો દુશ્મન નથી, પણ જૂઠનો અને કપટનો શત્રુ છું. હું ન્યાયાધિશ છું, માટે કોઇ ન્યાયાધિશ ચોર ઉપર કે ઠગ ઉપર દયા લાવે તો તે પાપી કહેવાય.

એક શહેરમાં એક કોળીએ ખાતર પાડીને ચોરી કરી. પછી તે પકડાયો. હવે ત્યાંનો રાજા ભક્ત અને દયાળુ હતો, તેથી પેલા ચોરને કોઈએ એવી સલાહ આપી કે તું ગોપીચંદનનાં ટીલાં અને માળાઓ પહેરી રાજા આગળ જજે. પછી તેને જ્યારે રાજા આગળ લઈ ગયા ત્યારે તણે ટીલાં ટપકાં કરીને કોટમા પાંચ સાત માળાઓ પહેરી, અને હાથમાં બેરખો રાખ્યો. પોલીસના લોકે તેના હાથ પાછળ બાંધ્યા હતા એ રીતે રાજા આગળ લઈ ગયા, એટલે તેનો સાધુનો વેષ જોઈને ભક્ત રાજાએ ઉઠીને તેને દંડવત કર્યો, અને કહ્યું કે અરે અરે આ તો સાધુ છે, એને છોડી મૂકો. પછી પૂછ્યું કે, અરે મહારાજ, તમારે શા વાસ્તે ખાતર પાડવું પડયું ?

ચોર—તમારા શહેરની રૈયત બધી દુષ્ટ છે આખા શહેરમાં હું ભીખ માગવા ફર્યો પણ મને કોઈએ ખાવા આપ્યું નહિ, તેથી મારે ખાતર પાડવું પડ્યું.

રાજા—ખરેખરી અહિંની રૈયત દુષ્ટ છે. સાધુને કોઈએ ખાવા આપ્યું નહિ હોય માટે સાધુને ખાતર પાડવું પડયું હશે. એમ કહીને કોઠારી ઉપર હુકમ કર્યો કે આ સાધુ જેટલા દહાડા આ શહેરમાં રહે તેટલા દહાડા કોઠારમાંથી તેને પાકું સીધું આપવું, એમ કહીને તેને છોડી મૂક્યો.

પછી માલધણીએ કહ્યું કે સાહેબ, મારો માલ ચોરીમાં ગયો છે તે તો મને અપાવો. રાજા બોલ્યો કે—કોઈક કોળીનાળી લઈ ગયો હોત તો જાત કે નહિ ? ત્યારે આ તો સાધુ છે, માટે તને ધર્મ થશે એમ કહીને વળી તેને ધમકી દીધી કે, અરે દુષ્ટ તેં પણ તે સાધુને ખાવા આપ્યું નહિ હોય માટે તારે ઘેર તેણે ખાતર પાડયું હશે. પછી તે બિચારો માલધણી નિરાશ થઈને ચાલ્યો ગયો.

તેમજ ગાયકવાડ સરકારના એક દીવાને મોટો ગુન્હો કર્યો હતો તેથી રાજાએ એવો હુકમ કર્યો કે તેને પકડી લાવીને ફાંસી

દો. એ વાત દીવાને જાણી એટલે તરત એક સંન્યાસીને પોતાને ઘેર બોલાવીને પોતે સન્યાસ ગ્રહણ લીધું, અને ભગવાં લૂગડાં પેહેર્યાં પછી તેને બાંધીને સરકાર આગળ લઇ ગયા. મહારાજ સરકારે તરત હાથ જોડીને નમસ્કાર કર્યો, અને કહ્યું કે સન્યાસીને ફાંસી દેવાય નહિ.

હવે એ વાતો ન્યાયથી વિરૂદ્ધ છે, માટે મારા મનમાં એવા ઉપર દયા આવતી નથી. મારો વિચાર એવો છે કે બધી રૈયતને સુધારવી અને હરેક પ્રકારના વહેમ કહાડી નાંખવા અને જે સાચી વાત હોય તેને પુષ્ટી આપવી. બાળક કે વૃદ્ધ, શુદ્ર કે બ્રાહ્મણ, ગરીબ કે શ્રીમંત, ગમે તેવું માણસ હોય, પણ તેનામાં અનીતિ હોય તેતો મટાડવાનોજ ઉપાય કરવો જોઇએ. જેમ ચોરી કરીને ધર્માદા ખાતે વાપરવામાં પુણ્ય નથી, તેમજ કપટ કરીને દેવની કે ગુરૂની માનતા વધારવામાં પુણ્ય નથી.

કેટલાએક દેવના, દેવીના કે પીરના પૂજારીઓ તરકટ કરીને તેઓની માનતા વધારે છે, તે કપટ બીજો કોઇ ઉઘાડું પાડે તો તેના ઉપર દ્વેષ રાખે છે, અથવા કહે છે કે એતો નાસ્તિક છે, માટે કોઇને માનતો નથી. કેટલાએક કહે છે કે-ગુરૂ ગમે તેવું પાપ કરે તોપણ તેના ઉપર ભાવ રાખવો પણ એમ કેમ થાય? પાપીને ગુરૂ કેમ કહેવાય? જ્યાં તરકટ થતાં હોય તે દેવસ્થાન કે તીર્થ કેમ કહેવાય? એતો પાપની જગા કહેવાય.

મુસલમાનો શરીરમાં ગરજા મારીને પીરનો મહીમા વધારે છે. વેરાગીઓ જગંનાથની હાંડી ફોડીને, કે મૂર્ત્તિને દૂધ પાઇને દેવની માનતા વધારે છે. પણ તે બધાં તરકટ ઉઘાડાં કરવાંજ જોઇએ. અને અસત્યનો નાશ કરવો જોઇએ; કેમકે અસત્યનો નાશ કરવો એજ મોટું પવિત્ર કામ છે. નીતિશાસ્ત્રમાં કહ્યું છે કેઃ—

अश्व प्लुतं माधव गर्जितंच,

स्त्रीणां चरित्रं पुरुषस्य भाग्यम् ॥

अवर्षणंवा प्रति वर्षणच,
दैवो न जानाति कुतो मनुष्यः ॥ १ ॥

**અર્થ:**—ઘોડાનું કુદવું અથવા ખુંખારવું, વસંત ઋતુનું અથવા વૈશાખ મહિનાનું ગર્જવું, સ્ત્રીચરિત્ર અને પુરૂષનું નશીબ, વર્ષાદનું ન વરસવું કે વરસવું, એટલા વિષે દૈવ પણ જાણી શકતો નથી તો મનુષ્ય ક્યાંથી જાણે? એમ છતાં તમે કહો છો કે અમે દૈવજ્ઞ એટલે નશીબની વાત જાણનારા છિયે, એ કેવું જૂઠું? એ કેવો ઢોંગ? અને કેવું કપટ કહેવાય?

કોઈ બ્રાહ્મણ કે સાધુ કપટથી ગુજરાન ચલાવતો હોય, તે કપટ ઉઘાડું કરવાથી પાપ લાગે નહિ, કેમકે બીચારા ભોળા લોકોની ખરી મહેનતનો પૈસો બચે છે. કેટલાએક તો જોશીના ભરોંસા ઉપર વેપાર કરીને ખરાબ થઇ જાય છે, અને ઘરબાર ખોઇ બેસે છે એવા ઉપર દયા લાવવી તે મોટું પુણ્યનું કામ છે.

ઠગાઇથી પેટ ભરે તે તો પાપી કહેવાય. ઇશ્વરનો મહીમા પણ ઠગાઇથી વધારવો નહિ. ઇશ્વરનો મહીમા અપાર છે, તેમાં અલ્પ પ્રાણી માણસ તે બિચારૂં શો વધારો કરી શકશે? બહુચરાજીનું નામ લઇને ઠગ બ્રાહ્મણો નાળીએર, કંકુ, ચુંદડી, અને નાડાછડી મોઢામાંથી કાઢે છે. તેથી ભોળા માણસો ઠગાય, પણ સમજુ માણસ તો સમજે કે માતા શેરીએ શેરીએ ભીખ માગવા ફરે નહિ, અને જો તે પોતેજ ભીખ માગવા ફરતી હોય તો બીજાનું ભલું તેનાથી શું થઇ શક-વાનું? તેમજ બાળમુકુંદજી દૂધ પી જાય કે બાવાની જટામાંથી ગંગાજી નીકળે એ બધી વાતો અસંભવિત છે. એતો ઠગાઇથી પેટ ભરવાના ઉપાય છે, માટે એવાં કપટ ઉઘાડાં કરવાં તે તો પુણ્યનું કામ છે એમાં પાપ નથી. એવું સાંભળીને જોશીબાવા નિરાશ થઇને પોતાને ઘેર ગયા.

---

## અભયકુંવરનું મરણ.

બીજે દહાડે સોરઠના રાજા તરફથી પત્ર આવ્યો કે અભય-કુંવરને ઘણો મંદવાડ છે. તે પરમેશ્વર ઉગારે તો ઉગરે એવું છે. એ પત્ર વાંચીને દરબારમાં તથા શહેરના લોકોમાં ઘણી દિલગીરી ઉપજી. રાજાએ જોશીને બોલાવીને પૂછ્યું કે તમે તેની જન્મોત્તરીમાં એંશી વર્ષની આવરદા લખેલી છે, અને આવો ભારે મંદવાડ આવ્યો તેનું કારણ શું?

**જોશી**—તેને હાલ શનિ અને રાહુ કઠણ છે માટે પીડા કરે છે, પણ ફિકર રાખશો નહિ; કાંઇ ખીલીખટકો થવાનો નથી. પણ પીડા મટાડવા વાસ્તે મૃત્યુંજયના મંત્ર જપાવવા, તથા હોમ કરીને બ્રાહ્મણો જમાડવા જોઇએ.

રાજાએ તેના કહ્યા પ્રમાણે મંત્ર જપવા બ્રાહ્મણોને બેસાર્યા, અને સોરઠના રાજાને લખી જણાવ્યું કે જૂઠો જોશી ખાતરીથી કહે છે કે અભયકુંવરની આવરદા જન્મોત્તરીમાં લાંબી છે તેથી તેને હાલ ખીલીખટકો થનાર નથી, માટે તમો બેફિકર રહેજો.

એવો પત્ર વાંચીને સોરઠના રાજાને પણ ખાત્રી થઇ કે જૂઠો જોશી કહે છે તે ખરૂં હશે; અને તેણે પણ અનુષ્ટાન કરવા બ્રાહ્મણોને બેસાર્યા, હવે કરણસિંહ રાજાએ રોગશાન્તિને વાસ્તે હોમ કરાવ્યો, અને બ્રાહ્મણો જમાડયા, પણ જોગ એવો બન્યો કે જે વખતે બ્રાહ્મણોની પંગત જમવા બેઠી તેજ વખતે અભયકુંવરના મરણનો મેલો આવ્યો અને આખા શહેરમાં રડાકુટ થઈ પડી.

જૂઠા જોશી ઉપર રાજાને અતિશે ક્રોધ ચડયો, અને કહ્યું કે તેના ભરોંસા ઉપર રહીને ઓષડ કરવામાં અમે તથા તેનાં આબાપે આળસ કરી, જો આવું જાણ્યું હોત તો અહિંથી હોંશિયાર ડાકટરને ત્યાં મોકલત.

હવે રાજાના મનમાં પક્કી ખાતરી થઈ કે જન્મોત્તરી, વર્ષ-ફળની વિદ્યા જુઠી છે, તેથી પ્રધાન આગળ કહ્યું કે જૂઠો જોશી બડો લુચ્ચો, ને બડો ઠગ છે. કેમકે તેના મનમાં તો ખાતરી હશે કે ગ્રહકુંડળીની વાત જૂઠી છે, અને જો સાચી હોય તો આ મરણ થવાની તેને ખબર હોવી જોઇએ; તેમ છતાં દરબારને ઠગીને બે ત્રણ હજાર રૂપૈઆનું ખર્ચ કરાવ્યું. હવે તો મારા મનમાં એવું આવે છે કે આ ઠગાઈ બાબત તે જોશી ઉપર વિશ્વાસઘાતનો અને ઠગાઇનો ચારજ મૂકીને ફોજદારી કોરટમાં કામ ચલાવવું જોઇએ. એ વાત સાંભળીને પ્રધાન કાંઇ બોલ્યો નહિ, પણ તે વાત આખા શહેરમાં ફેલાઇ.

## જોશી ઉપર અરજીઓ.

એક દહાડો સવારના દસ વાગ્યા પછી રાજાએ જમીને પોતાની હવેલીનો ગોખ ચૌટામાં પડતો હતો તે ગોખે જઇને ચૌટામાં જોયું તો લોકોની દોડાદોડ દીઠી. દુકાનદારો એક બીજાને બોલાવતા હતા કે ચાલો ચાલો સૌને જોવાની છૂટ છે એમ કહેતા કહેતા શ્વાસભર્યા દરબાર તરફ દોડયા જતા હતા, જાણે કે લાડવો લૂટાઇ જતો હોય.

કેટલાએક તો ઉતાવળા ઉતાવળા દુકાન બંધ કરીને દોડવા લાગે, ત્યાં કાંઇ વસ્તુ બહાર રહી જવાથી વળી દુકાન ઉઘાડીને, તે વસ્તુ દુકાનમાં મૂકી બારણાં અડકાવી તાળું વાશીને દોડવા લાગે, ત્યાં અંગરખાની ચાળ તાળાના પેચમાં ભરાઇ જવાથી ખેંચાઇને ફાટે, એટલે વળી તાળું ફરીથી ઉઘાડી ચાળ કાઢીને તાળું વાસતા હતા. અને કેટલાએક તો ઉતાવળમાં ઉંધાં તાળાં વાશી દેતા હતા. કેટલાએક સાંકળ વાસવી ભૂલી જતાં નકુચે તાળું વાશી દઇને દોડતા હતા.

કોઇની તો પાઘડી દુકાનમાં રહી જવાથી ઉઘાડે માથે દોડવા લાગે, ત્યાં તેને બીજો માણસ કહે કે ભાઇ, પાઘડી તો પહેરો, ત્યારે તે પોતાને માથે હાથ ફેરવે, ને માથે પાઘડી ન હોવાથી શરમાઇને પાછો વળી દુકાન ઉઘાડી, પાઘડી પહેરીને પછી દોડતો હતો. એ રીતે "ઉતાવળીઆ સાત વાર પાછા વળે" એ કહેવત પ્રમાણે કેટલા-એકને તો વારે વારે પાછા વળીને દુકાન ઉઘાડીને વાસવી પડતી હતી.

દોડતાં દોડતાં કેટલાએકની કાછડી નીકળી જતી હતી, તે કાછડી ખોસે ત્યાં પાટલી નીકળી જતી હતી. કોઇના પગમાંથી ખાસડું નીકળી જતું હતું. કોઇને ખભેથી ખેસ પડી જતો હતો, તે બે ત્રણ પગલાં આગળ દોડીને પાછા ફરતા હતા. કેટલાએકની પાઘ-ડીના આંટા છૂટી જતા હતા, તે વીંટતાં વીંટતાં દોડયા જતા હતા. કેટલાએકને ઠેશ વાગ્યાથી પડી જતા હતા, તેની પાઘડી વેગળે ઉડી પડતી હતી તે દડાની પેઠે બીજા લોકોની ઠેશે ચડતી હતી. કોઇના હાથની વીંટી, કે કાનની વાળી નીકળી પડતી હતી તેતો પછી તમાસો જોવા જવાની આશા મૂકીને રસ્તામાં ધૂળ ફેંદવા બેસતો હતો. કોઈ તો એક બીજા સાથે અથડાઇ પડતા હતા કોઇના હાથ પગ ચગદાતા હતા. એક બ્રાહ્મણ અંગરખું પહેર્યા વિના એક દુકાનને કઠેરે ઓઠીંગણ દઇને બેઠો હતો, તે ઉતાવળો ઉતાવળો ઉઠીને દરબાર તરફ દોડવા લાગ્યો, ત્યાં તેની જનોઇનો એક તાંતણો કઠેરાની ફાંસમાં ભરાઇને તૂટી જવાથી તેતો બિચારો ત્યાંનોત્યાંજ ઉભો રહ્યો, એક પગલું આણી તરફ કે પેલી તરફ તેનાથી ખસાયજ નહિ. અને અને મોંમાં થુંક આવે તે થુ, થુ કરીને થુંકી નાંખતો હતો, કેમકે ગળામાં થુંક ઉતારે તો જનોઈ જુઠી પડે.

અને જનોઇ તૂટી માટે મોઢે બોલાય નહિ, તેથી જે કોઇ તેનો ઓળખીતો બ્રાહ્મણ જતો હોય તેના સામું મુગાની પેઠે ચાળા કરીને સમજાવતો હતો કે તમારી કોટમાં બે જનોઇઓ હોય તો

તેમાંથી એક મને આપો, અથવા એક જનોઇ મને ક્યાંઇથી લાવી આપો. પણ સૌ તમાસો જોવાના તોરમાં દોડયા જતા હતા તેથી તેની સંભાળ લેવા કોઇ ઉભું રહેતું નહોતું.

એવામાં રળીઓગઢવી પોતાના માથા ઉપર લૂગડું વીંઝતો, બૂમ પાડતો દરબાર તરફ દોડયો જતો હતો, અને કહેતો હતો કે ચાલો સૌને સહકુટુંબ નોંતરાં છે. તમાસાનું તેડું ન હોય.

એવું જોઇને રાજાએ વિચાર કર્યો કે કાંતો દરબારમાં ક્યાંઇના નટ રમવા આવ્યા હશે, અથવા રીંછવાળા આવ્યા હશે, તેનો તમાસો જોવા લોકો દોડતા હશે. વધારે તપાસ કરી તો ફોજદારી કોરટ તરફ લોકોને દોડતા દીઠા. અને વળી એવું બોલતા હતા કે કેદીને પકડી ગયા, કેદીને પકડી ગયા.

રાજાએ જાણ્યું કે કાંતો ખૂન થયું છે, અને કાંતો મોટી ચોરી થઇ હોય એવું જણાય છે. હવે ફોજદારી દિવાની વગેરે કોરટોની જગા એવી રીતે ગોઠવેલી હતી કે પોતાના મહેલનાં જાળીઆં દરેક કોરટમાં પડતાં હતાં ત્યાંથી રાજા રોજ નજર કરીને કોરટમાં કેવી રીતે કામ ચાલે છે તે જોતો હતો. તે જાળીએથી ફોજદારી કોરટમાં જોયું તો—હજારો લોકોનો ત્યાં જમાવ થયો હતો, અને એક કેદીના હાથ બાંધીને પાંજરામાં ઉભો કરેલો દીઠો, જેમ ઘરના કરા ઉપર મોભનો હુંઠો દેખાય, એવો ટીપણાનો વીંટલો તેની પાઘડીમાં ખોશેલો દીઠો, પછી તરત ઓળખ્યો કે આતો જૂઠો જોશી છે. રાજાએ અચરજ પામીને વિચાર્યું કે આ જોશી ગુનાહ કરે એવું માણસ નથી, કેમકે તેની ઉમરમાં કદી તેણે ગુનોહ કર્યો નથી, તેમ છતાં હાલ તેણે શો અપરાધ કર્યો હશે? ઘણા લોકોનો તેના ઉપર ક્રોધ જણાય છે, માટે કાંતો તેણે ખૂન કર્યું હશે, અથવા ખાતર પાડયું હશે, કે વિશ્વાસઘાત કર્યો હશે.

જોશીની આસપાસ પોલીસના સિપાઇઓ ઉભા હતા, તોપણ

કેટલાએક લોકો તરફથી ગેબી કાંકરા જોશી ઉપર પડતા હતા. કેટલાએક લોકો જોશીને મર્મનાં વચનરૂપી બાણુ મારતા હતા કે આજસુધી ઘણા લોકોને તેં ઠગ્યા છે; હવે પાપનો ઘડો ભરાયો.

રળીઓગઢવી બોલ્યો—બધા જોશીઓના આવા હાલ કરવા જોઇએ. એવામાં ન્યાયાધીશે વિચાર કર્યો કે, કદાપિ રાજાના મનમાં જોશી ઉપર ભાવ હોય, માટે તેમની સમક્ષ આ કામ ચાલે તો સારૂં, એમ ધારીને રાજાજીને ત્યાં કોરટમાં આવવાની અરજ લખી મોકલી, તેથી રાજાજી પણ ફોજદારી કોરટમાં આવીને બેઠા. જોશી ઉપર ઘણી અરજીઓ થઈ હતી તે બધી દેખાડી, પછી શીરસ્તેદારે અકેકી વાંચવા માંડી.

પ્રથમ એક શ્રાવક વાણિયાની અરજી નીકળી, તેની ફરિયાદ એવી હતી કે મારો બાપ દશ હજાર રૂપૈયાની પુંજી મૂકીને ગુજરી ગયા પછી મેં આ જોશીના ભરોંસાથી તેના કહ્યા પ્રમાણે વેપાર કરવા માંડયો. કોઈ વખતે તેમાંથી હું કમાતો હતો ત્યારે પેદાશમાંથી દશમો ભાગ આ જોશીને ભેટ કરતો હતો.

એક સમે જોશીએ મને એવી સલાહ આપી કે સાઠ સંવત્સરનું ફળ જોતાં આવતે વર્ષે મોટો દુકાળ પડશે. અગનોતરો મોટો દુકાળ કહેવાયો તે સમે જે સંવત્સર હતો તેજ સંવત્સરનો અમલ આવતા વર્ષમાં છે, માટે અનાજનો સંગ્રહ જેટલો થઈ શકે તેટલો કરજો. કેમકે એ રૂપૈયાનું પાંચ શેર અન્ન વેચાશે.

એવું સાંભળી મને એટલો વિચાર ન થયો કે જો દુકાળ પડવાની જોશીને ખબર હોત તો તે વાત બીજા કોઇને કહેત નહિ, અને પોતેજ અન્નનો સંગ્રહ કરીને મોટો શ્રીમંત થાત.

જોશીના બોલવા ઉપર વિશ્વાસ રાખીને મારાં ઘરની તમામ પુંજી નાંખીને, તથા જેટલું નાણું કરજે મળી શક્યું તેટલું કરજે કાઢીને મેં અન્નનો સંગ્રહ કર્યો. ઉનાળામાં અન્નનો ભાવ મોંઘો

હતો, તોપણ દુકાળ પડવાની આશાથી મેં દાણા ખરીદ કર્યા. પછી ચોમાસું એહું કે વર્ષાદ તો જોઇએ તેટલો થયો તેથી અન્નનો ભાવ ઉતરી ગયો, ત્યારે મેં જાણ્યું કે શાસ્ત્ર તો જુઠું હોય નહિ માટે સુકો નહિ તો લીલો કાળ પડશે. અને પાછેતરો વર્ષાદ બહુ થવાથી અન્ન સડી જશે.

પછી તો તેમ પણ થયું નહિ. અને ઘણો સારો વર્ષાદ થવાથી અન્ન સવાયું દોઢું સોંઘું થયું. અને જૂના અન્નમાં જીવડાં પડયાં તેથી છેક સસ્તે ભાવે વેચી નાંખવું પડ્યું. પછી હું જોશીને કહેવા ગયો કે મહારાજ, તમે તો મને ભીખ માગતો કર્યો. (અરજી વંચાય છે તે વખતે વાણિયો પોક મૂકીને કોરટમાં રોવા લાગે છે, તેને રાજા છાનો રાખે છે.) એવું મેં કહ્યું પણ જોશી તો મને કહે કે તમારા નશીબનો વાંક, વળી એવું પણ કહેવા લાગ્યો કે આજ કળિયુગમાં શાસ્ત્ર સાચાં પડતાં નથી, ત્યારે મેં કહ્યું કે તમે એમ જાણો છો તે છતાં એવો જૂઠનો ધંધો શા વાસ્તે કરો છો? અને એવાં શાસ્ત્ર શા માટે પાણીમાં બોળતા નથી? તેનો ઉત્તર કાંઇ આપ્યો નહિ. એ જોશીની ઠગાઇથી મારાં ઘરબાર વેચાઈ ગયાં અને ઘણું કરજ થવાથી વહેવાર બંધ પડયો, માટે આવો વિશ્વાસઘાત તથા કપટ કર્યા બાબત જોશીને શિક્ષા કરનાર સરકાર ધણી છો. અને મારે થયેલું નુકશાન તેની મીલકત જપ્ત કરીને તેમાંથી અપાવવું જોઇએ.

વળી એક બીજા માણસની એવી ફરિયાદ હતી કે મારે કાંઇ પ્રજા નથી, તેથી જોશીએ એક દહાડો મને કહ્યું કે બસેં રૂપૈઆ હું કહું તેવી રીતે વાવરો તો હું અનુષ્ટાન કરૂં; તેથી તમારે દીકરો થશે. પછી તેના બોલવા ઉપર વિશ્વાસ રાખીને તેના કહ્યા પ્રમાણે મેં રૂપૈઆ ખરચ્યા, તે વાતને બે ત્રણ વર્ષ થઇ ગયાં પણ મારે સંતાન થયું નહિ, માટે તે ઠગાઇ બાબત જોશીને શિક્ષા કરો અને મારા રૂપૈઆ વ્યાજ સુધાં મને તેની મીલકતમાંથી અપાવો.

એજ રીતે કેટલીએક ગરીબ રાંડીરાંડો વગેરેને મંદવાડ મટાડ-વાના કે બીજા દિલાસા આપીને જોશીએ નાણું ઠગી વિશ્વાસઘાત કરેલો તે બાબતની અરજીઓ વંચાઇ. તે સાંભળીને જોશી ઘણો શરમાઇ નીચું જોઇને પસ્તાવો કરતો હતો કે—બળ્યો આ ઠગાઇનો ધંધો, આ કરતા મજુરી કરીને પેટ ભર્યું હોય તે સારૂં. શું આ થોડી ફજેતી કહેવાય? બળ્યું આ જીવતર.

**રાજા**—(જોશીને) હવે તમે શો જવાબ દો છો?

**જોશી**—મહારાજ, અમે એવી બાબતના પૈસા સ્વસ્તિ કહીને લઇએ છીએ.

**રાજા**—સ્વસ્તિ કહેવાની શી મતલબ છે.

**જોશી**—ખરી મેહેનતનું કે ખરા હકનું લેણું લેતાં અમે સ્વસ્તિ કહેતા નથી. પણ બ્રાહ્મણ જાણીને ધર્માદા ખાતે આવતા ભવને વાયદે અમને આપે, તે લેતાં અમે સ્વસ્તિ કહીએ છિયે, તેમજ જન્મોત્તરી, પ્રશ્નોતરી, કે પ્રશ્ન કુંડળી જોવરાવીને અમને કોઇ કાંઇ આપે તે ધર્મખાતે જાણીને આપે છે, અને અમે સ્વસ્તિ કહીને લઇએ છિયે.

**રાજા**—ભવિષ્યની વાત કહી આપવાથી સામા માણસને મોટો ફાયદો થાય, તથા અનુષ્ટાનથી રોગ જાય, માટે એ તો તમે તેનું મોટું કામ કર્યું કહેવાય; તેની મેહેનતના પૈસા લેતાં સ્વસ્તિ શા વાસ્તે કહો છો?

**જોશી**—અમે નક્કી જાણીએ છીએ કે જ્યોતિષના ફળાદેશની વાત ખરી પડતી નથી, માટે સ્વસ્તિ કહ્યા વિના કોઇના પૈસા લઇએ, અને કોક પક્કો માણુસ મળે. તો તે રૂપૈઆ પાછા માગે, માટે અમે સ્વસ્તિ કહીને લઇએ છિયે; એટલે તે રૂપૈઆ ધર્માદા આપ્યા કહેવાય, પછી તેનાથી પાછા માગી શકાયજ નહિ.

શ્રાવક—જુઓ સાહેબ, એ પણ એક ઠગાઈની વાત છે. મારે જો ધર્માદાખાતે આપવું હોત તો હું કુતરાંને રોટલા નાંખત અથવા ખોડા ઢોરમાં તે પૈસા નાંખત પણ મેં તો મોટો લાભ મળવાની લાલચથી આ જોશીને ગ્રહકુંડળી જોવાના પૈસા આપ્યા હતા. અને તેતો સ્વસ્તિ કહીને લેતો હતો, પણ તેની મતલબ મારા સમજવામાં આવી નહોતી, કે આમાં તેની ઠગાઇ છે.

એ રીતે બધી અરજીઓ વાંચતાં અને જોશીનો જવાબ લેતાં રાતના નવ કલાક વાગ્યા. તોપણ લોકોનો જમાવ વધતો જતો હતો. અને કેટલાએક એવું ધારતા હતા કે જૂઠા જોશીને ગધેડે બેસાડી શહેરમાં ફેરવીને દેશપાર કરે તો ઠીક. કેટલાએક જાણતા હતા કે તેને જન્મ કેદ કરે તો ઠીક, નહિ તો બીજા દેશમાં જઇને વળી ત્યાંના લોકોને ઠગશે.

હવે અંધારિયું પખવાડિયું હતું તેથી તારામંડળ આકાશમાં ખીલી રહ્યું હતું. તે તરફ એક માણસની નજર ગઇ, તો આકાશમાંથી એક તારો ખરતો દીઠો, તે જેમ જેમ ઢુંકડો આવતો ગયો તેમ તેમ મોટો અને વધારે પ્રકાશિત દેખાવા લાગ્યો. તે એટલો તો વધી ગયો કે જાણે મેરૂ પર્વતનું શિખર સળગતું તૂટી પડતું હોય એવું જણાયું. કચેરીમાં અને બધે ઠેકાણે દહાડાના જેટલો પ્રકાશ પડ્યો તેથી દીવા ઝાંખા થઇ ગયા. રાજા સુધાં તમામ લોકો આશ્ચર્ય પામીને જોવા દોડ્યા અને અહાહાહા એમ કહેવા લાગ્યા. તે શિખર શહેરથી પશ્ચિમમાં પૃથ્વી ઉપર પડ્યું. અને થોડીવાર પછી પાછું ઊંચું ચડી ગયું. આવો બનાવ કોઇએ પોતાની ઉમરમાં કદી દીઠેલો નહિ અને સાંભળેલો પણ નહિ, તેથી સૌ ગભરાટમાં પડીને કહેવા લાગ્યા કે આ તે શું હશે? આખા શહેરમાં પણ ગભરાટ ઉઠ્યો. કેટલાએક બીકણ લોકોએ એવું ધાર્યું કે આ બ્રાહ્મણ ઉપર સખ્તાઈ કરી તેથી દૈવનો કોપ થયો, અને કાંઇક ઉત્પાત થવાનું આ ચિન્હ

જણાયું. પછી લોકોએ રાજાને કહ્યું કે ગાયે રતન ગળ્યું હોય તેથી હિંદુ લોકો તે રતન વાસ્તે ગાયનું પેટ ફાડે નહિ માટે સૌ રાજીનામાં આપીએ છીએ, એમ કહીને રાજીનામાં આપ્યાં.

રાજાએ જોશીના જમાન તથા મુચરકો લખાવી લીધો કે આજ પછી તેણે એવો ઠગાઇનો ધંધો કરવો નહિ. પ્રધાને એવો મત આપ્યો કે તે જોશીનાં ફળાદેશનાં તમામ પુસ્તકોનો નાશ કરવો જોઇએ. ત્યારે જોશીએ કહ્યું કે પુસ્તકોનો નાશ કરીને તમે સૌ પસ્તાશો માટે દશ વર્ષ સુધી પુસ્તકો રહેવા દેવા, પછી આપની મરજીમાં આવે તેમ કરજો.

પછી રાજાએ તેનાં પુસ્તકો જપતીમાં રાખ્યાં અને કહ્યું કે આ પુસ્તકો તથા મંત્ર જંત્રનાં પુસ્તકો સંગ્રહસ્થાનમાં રાખ્યા હોય તો આજથી સો વર્ષ પછીના લોકોને જોવા લાયક થઈ પડે, અને હાલ લોકોમાં કેવું ભોળાપણું છે અને કેવી રીતે ઠગાય છે, તે આવતા જમાનાના લોકોની ખાતરી વાસ્તે આ પુસ્તકો કામમાં આવે. પછી જોશીને છોડી મૂક્યો ને સૌ લોકો પોતપોતાને ઘેર ગયા.



# ભાગ બીજો.

## સાચા જોશી વિષે.

પેલા મોટા ખરતા તારા વિષે કેટલાએકે એવું કહ્યું કે તે તારો આપણા શહેરના પાદરમાં પડ્યો હશે, કોઇએ કહ્યું કે પાંચ ગાઉ વેગળે, કોઇએ દશ ગાઉ ઉપર, અને કોઇએ કહ્યું કે વીશ ગાઉ ઉપર પડ્યો હશે. પછી રાજાએ દોડતા સ્વારો મોકલ્યા તે ગામને પાદર તથા એકાદ ગાઉ સુધી જઇને આવ્યા અને જાહેર કર્યું કે એ તો વેગળે પડ્યો હશે એવું જણાય છે.

પછી કેટલાએક સ્વારોને એવું કહીને મોકલ્યા કે જ્યાં પડ્યો હોય ત્યાંસુધી જઇને ખબર લાવો કે તે શું હતું. પછી સ્વારો ગયા, અને આખા શહેરમાં તે રાત્રીએ કોઇને ઊંઘ આવી નહિ. અને સ્વારો કેવી ખબર લાવે છે, તે જાણવાની સૌને આતુરતા રહી.

શહેરથી પશ્ચિમમાં વીશ ગાઉ ઉપર એક મોટું ગામ હતું ત્યાં રાજાનો થાણદાર રહેતો હતો, તે ગામને પાદર તે તારો પડ્યો હતો, ત્યાંના લોકોએ પણ એવું જાણ્યું કે આકાશમાંથી સૂર્ય પૃથ્વી ઉપર પડ્યો. પછી આસપાસના ગામના લોકો, તથા તે ગામના લોકો અને થાણદાર પણ ત્યાં જોવા ગયા હતા. બીજે દહાડે સવારમાં તો ત્યાં હજારો માણસોનો જમાવ થયો. ત્યાં એવું માલૂમ પડ્યું કે આકાશમાંથી મહાતેજસ્વી વિમાન પૃથ્વી ઉપર ઉતર્યું. તેમાં એક પુરૂષ હતો, તથા તેની સાથે પુસ્તકોનો એક ગાંસડો, ગણિત કરવાનો પાટલો, કતરણું, અને દીનમાન માપવાના યંત્રો હતાં. તે માણસને તેના સામાન સુધાં પૃથ્વી ઉપર મૂકીને વિમાન પાછું આકાશમાં ચડી ગયું. તે માણસને ચાર આંખો હતી.

થાણુદાર જઈને તેને પગે લાગ્યો અને પૂછ્યું કે મહારાજ આપ ક્યાંથી પધાર્યા? અને આપનું નામ શું? તેણે જવાબ દીધો કે મારૂં નામ સાચો જોશી છે, આ મૃત્યુ લોકમાં તમામ જૂઠા જોશીઓ રહે છે, અને તેઓનાં પુસ્તકો પણ જૂઠાં છે, માટે આ જગતના લોકોને નશીબની વાત ખરેખરી કહેવા સારૂં હું આકાશમાંથી ઉતર્યો છું. માટે તમારે ભુતકાળની, ભવિષ્યકાળની, કે વર્તમાનકાળની જે વાત પૂછવી હોય તે મને પૂછો, હું સાચેસાચી કહી આપીશ. પછી થાણુદારે એક ચોઠીમાં એક વાક્ય લખીને તે ચીઠી મૂઠીમાં સંતાડીને જોશીને પ્રશ્ન પૂછ્યો કે આમાં શું છે? જોશીએ દીનમાન ભરીને પાટલા ઉપર ગણિત કરીને કહ્યું કે તમારી મુઠીમાં કાગળ છે અને તેમાં ફલાણું વાક્ય લખેલું છે. તે સાંભળીને થાણુદારની ખાત્રી થઈ. પછી સન્માનપૂર્વક તેમને થાણામાં તેડી ગયા. પછી તેના જન્મનું કારણ પૂછ્યું, ત્યારે તેણે કહ્યું કે નારદે વૈકુંઠમાં આવીને પ્રભુને કહ્યું કે, મૃત્યુલોકમાં ઠગ જોશીઓ છે, તેઓની વાત સાચી પડતી નથી, તેથી ભવિષ્યની ખરી વાત જાણ્યા વિના બિચારા લોકો અચાનક મરી જાય છે, અને દુકાળ વગેરેથી હેરાન થાય છે, માટે એક સાચો જોશી પેદા કરીને મોકલો તો લોકોને ચેતવણી મળે. ત્યારે પ્રભુએ તો કહ્યું કે એથી ઉલટું નુકશાન થશે. પણ નારદે બહુ આગ્રહ કર્યો તેથી મને પેદા કરીને આ પુસ્તકો આપીને અહિં મોકલ્યો છે.

થાણુદારે તે બધી હકીકતનો લાંબો રીપોર્ટ લખીને રાજાની તરફ મોકલવાને તૈયાર કર્યો, એટલામાં રાજાના સ્વારો ત્યાં આવી પહોંચ્યા, તેઓના આગળ પણ લોકોએ બધી વાત જાહેર કરી. પછી થાણુદારે રીપોર્ટનો બીડો આપીને બીજા સ્વારોને વિદાય કર્યા. સ્વારોએ દોડતા આવીને રાજાને કાગળ આપ્યો, અને રાજાએ તથા પ્રધાને તે પત્ર વાંચ્યો. પ્રધાને કહ્યું કે આ જગતમાં, અને જેટલાને બબે

આખો છે તેઓમાં તો કોઇ સાચો જોશી નથી, પણ આકાશમાંથી ઉતરે અને ચાર આંખોવાળો હોય, તે સાચો જોશી હોય તો હોય.

પણ જો એમ હોય તો હું જાણું છું કે ઇશ્વરનો મંત્રી બદલાયો હશે.

રાજા—એમ કેમ ?

**પ્રધાન**—ઇશ્વર કોઇને ભવિષ્ય જાણવાનો અખતીઆર આપે, તો તે રાજનીતિથી ઉલટું છે. રાજા કાલે શું કરવાનો છે, તે રાજાનો મંત્ર (ગુપ્ત) વિચાર કોઈ જાણી શકે નહિ એમ રાજાએ વરતવું, એવું રાજનીતિમાં લખ્યું છે; તેમ છતાં ઇશ્વર કાલે શું કરવાનો છે, તે ભવિષ્યની વાત જાણવાનો અખતીઆર જો ઇશ્વરે સાચા જોશીને આપ્યો હશે, તો હું ખાતરીથી કહું છું કે ઇશ્વરના રાજ્યમાં ખલેલ પહોંચશે.

પછી રાજાએ પ્રધાનને કહ્યું કે તમે મોટી સ્વારી સાથે લઇને જાઓ અને સાચા જોશીને મોટા આદરમાનથી આપણા શહેરમાં તેડી લાવો. પ્રધાનનું મોં ઝાંખું તો પડયું, પણ રાજાનો હૂકમ માનવો પડયો. અને તે મોટી સ્વારી લઇને સાચા જોશીને તેડવા ગયો. જ્યારે તેને તેડીને આવ્યો ત્યારે એક ગાઉ સુધી રાજા પણ ધામધુમથી સામો ગયો, અને લાવીને મોટી હવેલીમાં ઉતારો આપ્યો, અને પોતાની ચારઠ તથા કેટલાએક નોકર ચાકરો તેના તાબામાં સોંપ્યા.

એવામાં એક સોદાગર કેટલાએક ઉમદા ઘોડા લઇને ત્યાં વેચવા આવ્યો. તેમાં એક ઘોડો દશ હજાર રૂપૈયાની કીમતનો હતો તે ઉપર રાજા બહુ મોહિત થયો, ત્યારે રાજાએ સાચા જોશીને પ્રશ્ન પૂછ્યો કે આ ઘોડો ખરીદ કરવામાં અમારે લેણું છે કે નહિ.

જોશીએ દિનમાન ભરીને પ્રશ્નકુંડળી કરી, અને તેમાંના ગ્રહ તપાસીને કહ્યું કે એ ઘોડાની આવરદા ફક્ત પાંચ દિવસની છે.

રાજાએ સોદાગરને કહ્યું કે પાંચ દિવસ રહો, છઠ્ઠે દહાડે તમે માગશો તેટલું મૂલ આપીને તે ઘોડો અમે લેશું. તેથી સોદાગર ત્યાં રહ્યો, અને પાંચમે દહાડે ઘોડાને સર્પ કરડવાથી તે મરી ગયો. તોપણ રાજાને તે જોશીનો પક્કો ભરોસો આવ્યો નહિ અને જાણ્યું કે જેમ આપણા જોશીઓની કેટલીએક વાતો કાકતાળીય ન્યાયે કોઈ સમે જડતી આવી જાય છે તેમજ આ પણ થયું હશે.

એવામાં રાજાના કોઠારમાં વજેના દાણા ચણા ભરેલા હતા તે સળી જવા લાગ્યા, તેથી કોઠારીએ આવીને તે દાણા વેચી નાંખવાની પરવાનગી માગી; ત્યારે રાજાએ સાચા જોશીને આવતા મહીનાના ભાવ પૂછ્યા. જોશીએ સંક્રાંતિના ભાવ જોઇને કહ્યું કે આવતા મહિનામાં અનાજનો ભાવ મોંઘો થશે માટે થોડા દહાડા પછી વેચશો તો ઘણો લાભ આવશે. રાજાએ દાણા રહેવા દીધા; પછી મહિનો બદલાયો એવામાં અરબસ્તાન તરફના વછીઆતો આવ્યા. તેઓએ હજારો મણ અનાજનો સોદો કર્યો તેથી ભાવ ચડી ગયો, અને પછી રાજાએ કોઠારમાંથી દાણા વેચાવ્યા તેથી હજારો રૂપૈઆ આગળના કરતાં વધારે ઉપજ્યા. આથી સાચા જોશી ઉપર રાજાને પક્કો ભરોસો બેઠો.

પછી તો હરેક કામ કરવાનું હોય તે સાચા જોશીને પૂછીનેજ રાજા કરવા લાગ્યો, અને સાચો જોશી તેના જ્યોતિષશાસ્ત્ર પ્રમાણે હરેક કામ કરવાનું એવું શુભ મુહૂર્ત્ત જોઇ આપતો હતો કે તેમાં કોઇ પ્રકારનું વિઘ્ન થાયજ નહિ. તે કામ કરવામાં રાજાને પૂરૂં લેણું છે કે નહિ, તે જોઇ આપતો હતો.

જે કામ કરવામાં રાજાને લેણું ન હોય તે કામ કરવાની ના પાડતો હતો, તે જોશીના ગ્રંથો સાચા હતા માટે કોઇ દિવસે તેનું એકે વચન જૂઠું પડતું નહોતું, તેથી રાજાની પક્કી ખાતરી થઇ કે આ તો ખરેખરો દૈવજ્ઞ છે.

એવામાં રાણીને ગર્ભ રહ્યો, તેને ૭ સાત માસ થયા ત્યારે રાજાએ સાચા જોશીને પૂછ્યું કે આ રાણીને કિયે દહાડે, કઈ વેળાએ, અને શું અવતરશે તે કહો. જોશીએ ગ્રહ જોઇને કહ્યું કે મહા શુદ ૭ ને દહાડે, સવા પહોર દહાડો ચડતાં કુંવર અવતરશે. એ સાંભળીને રાજાને તથા રાણીને અત્યંત આનંદ થયો. અને મારવાડ, મેવાડ, તથા કર્ણાટક વગેરે દેશોમાં પોતાની ફોઇઓ, બહેનો, અને રાણીનું પીયર વગેરે સગાં હતાં; તેઓને કાગળો લખી જણાવ્યા અને વધામણીઆ મોકલ્યા કે મહા સુદ ૭ ને રોજ સવા પહોર દહાડો ચડતાં અમારી રાણીને કુંવર અવતરશે, માટે તેજ દહાડે તમારા દરબારમાં સાકર વહેંચજો, કંસાર કરાવજો અને બધા દેવસ્થાનોમાં દીપમાળા પૂરાવજો; અમારો બીજો કાગળ આવવાની વાટ જોશો નહિ, કેમકે સાચા જોશીએ શાસ્ત્ર પ્રમાણે કહ્યું છે, અને તેનું શાસ્ત્ર પદ જુઠું પડતું જ નથી. પછી જયારે મહા શુદ ૭ આવી એટલે જોશીના કહ્યા પ્રમાણેજ બરાબર વખતે કુંવર અવતર્યો. તે રાજાનું રાજ્ય બસેંબસેં ગાઉ સુધીમાં ફરતું હતું, ત્યાં સુધીના તમામ ગામોમાં તેજ દહાડે સાકર વહેંચાઈ, નોબત વાગી, અને દેવસ્થાનોમાં દીપમાળા પૂરાઇ.

સેંકડો ગાઉ સુધીના બ્રાહ્મણ, ભાટ, ચારણ વગેરે તે તિથી ઉપર ત્યાં એકઠા થયા હતા, એઓને રાજાએ દાન આપ્યાં. જન્માક્ષર જોશીએ લખી લીધા પણ જન્મોત્તરી કરાવાની જરૂર નહોતી, કેમકે રાજાએ જાણ્યું કે જયારે જયારે પૂછવાની જરૂર હશે ત્યારે જોશીને પૂછી લેઈશું.

કુંવર જન્મ્યાથી તો સાચા જોશીનું ઘણું માન વધ્યું. પણ તે પ્રધાનને ગમતું નહોતું. તે જોશી સામું કરડી નજરથી જોતો હતો, અને કોઇ વખતે કોઇ આગળ કહેતો હતો કે આમાંથી પરિણામ ખોટું નિપજશે.

પછી મોટા મોટા રાજાઓનાં તેડાં સાચા જોશીને આવવા

માંડયાં, ત્યારે જોશીએ બીજા રાજ્યસ્થાનમાં જવાની રજા માગી, તેથી રાજા ઘણો દીલગીર થયો, અને આંખમાં આંસુ લાવીને કહેવા લાગ્યો કે તમારે કયાંઈ જવું નહિ, અને પરજીઆના લોકોને સોંઘા મોંઘા ભાવ થવાનું કાંઈ કહેવું નહિ. રાજાએ બહુ રોવા માંડયું, ત્યારે જોશીએ કહ્યું કે તારો પ્રધાન મારા ઉપર અદેખાઇ કરે છે, માટે તેને બરતરફ કરે તો હું અહિં રહું. રાજાએ પ્રધાનને બોલાવીને તરત કહ્યું કે તમારે કદિ દરબારમાં આવવું નહિ; તમે બરતરફ છો. પણ પેનશન દાખલ ઘેર બેઠાં તમને પગાર મળશે. પ્રધાન સલામ કરીને ઘેર ગયો, ને જતી વખતે કહ્યું કે સાહેબ, યાદ રાખજો, આ જોશીથી અંતે મોટી ખરાબી થશે. રાજાએ તે વાત કાંઇ મનમાં લીધી નહિ, અને હસી કહાડી, અને પ્રધાન વિનાજ ચલવી લેવાનો ઠરાવ કર્યો.

જોશી પાસેથી રાજાએ એવો બોલ કોલ લીધો કે બીજા રાજ્યમાં જવું નહિ, અને પરજીઆના લોકોને સોંઘા મોંઘા ભાવ કહેવા નહિ. જોશીએ કહ્યું કે જ્યારે તું કહીશ કે હવે તમે મારા રાજ્યમાંથી જાઓ ત્યારેજ હું જઇશ.

જોશી એવો તો માનીતો થઇ પડયો કે રાજાને હુંકારે તુંકારે બોલાવા લાગ્યો અને રાજા તેને માન દઇને બોલાવતો હતો.

એવામાં એક લખેશરી શાહુકાર નવારસુ મરી ગયો, તેથી તેની મિલ્કત વાસ્તે તેના સગાંઓમાં મોટો ટંટો થયો, અને તે મરનારના મનની વાત મનમાં રહી ગઇ, તેનાથી કાંઇ બંદોબસ્ત થઇ શકયો નહોતો; કારણ કે તેની જન્મોત્તરી જૂઠા જોશીએ કરેલી હતી, તે કાંઇ ભરોસા લાયક નહોતી. આવી અડચણો ફરીથી કોઇને પડે નહિ, તે સારૂં રાજાએ શહેરમાં અને પરગણામાં ઢંઢેરો પીટાવ્યો કે દરેક માણસે સાચા જોશી પાસે જન્મોત્તરી, અથવા પ્રશ્નોત્તરી, અને વર્ષફળ કરાવવું. પછી સાચા જોશીના હાથ નીચે બીજા સાતસેં

જોશી સોંપ્યા, તેઓ સાચા જોશીની સલાહ પ્રમાણે ગણિત કરીને ગ્રહકુંડળીઓ તૈયાર કરતા હતા. ફળાદેશના ગ્રંથ સાચો જોશી બીજા કોઇને શીખવતો નહોતો. તે જન્મોત્તરીઓ વગેરે જોઇને કહેતો હતો કે આવતા અઠવાડીઆમાં આટલાં માણસો મરવાનાં છે. પછી તે માણસોને બોલાવીને ચેતવણી આપતો હતો કે ભાઈ, ફલાણે દહાડે ફલાણી વખતે તમારે મરવાનું છે, માટે જે જે કામ અધુરાં હોય અથવા જે બંદોબસ્ત કરવો હોય તે અગાઉથી કરી લેજો. એવું સાંભળીને તે માણસો તૈયારી કરીને બંદોબસ્ત કરીને, દાન પુણ્ય તથા ઇશ્વરભક્તિ કરવા લાગતાં હતાં, અને તે જોશીના કહ્યા પ્રમાણેજ બધું થતું હતું.

પછી તો ત્યાંના હરેક વેપારી સાચા જોશીને પૂછીનેજ વેપાર કરવા લાગ્યા. તેથી હરેક વેપારીએ કોટિધ્વજની પદ્વિ મેળવી, અને શહેરમાં નાણાંનો પાર મળે નહિ એટલું થયું. સાત સાત માળની હવેલીઓ સિવાય હલકું ઘર તો મળેજ નહિ. છાપરા ઉપર ત્રાંબાનાં અને રૂપાનાં નેવાં ચડાવ્યાં.

વરકન્યાનાં વેવીશાળ કરવાં હોય તો સાચા જોશીને પૂછીને કરે એટલે સાચો જોશી વર કન્યાનો આવરદા કહી આપતો હતો, તથા મળતાવશેક જોઈ આપતો હતો, તેથી કોઇ બાળરાંડ વિધવા તો તે શહેરમાં થાયજ નહિ, અને કોઈ ધણી ધણીઆણીને અણુ-બનાવ પણ થાય નહિ.

જેમ અમદાવાદ શહેર જ્યારે વસ્યું હતું, ત્યારે શહેરના જન્મા-ક્ષર તથા જન્મોત્તરી અમદાવાદના જોશીએ કરી છે, તેમજ કર્ણા-વતીની જન્મોત્તરી જૂઠા જોશી પાસે કરાવી હતી, પણ તેમાંનું કાંઈ મળતું નહોતું. માટે સાચા જોશી પાસે તે જન્માક્ષર ઉપરથી રાજાએ શહેરની જન્મોત્તરી કરાવી, તથા વર્ષફળ કરાવ્યું. તેથી શહેરમાં ક્યાંઇ આગ લાગવાની હોય તે સાચો જોશી અગાઉથી કહી આપતો

હતો કે ફલાણે દહાડે ફલાણે ઠેકાણે આગ લાગશે. તેથી જે દહાડે જ્યાં આગ લાગવાની હોય ત્યાં અગાઉથી પાણીના બંબા ચલાવીને આગ ઓલવી નાંખતા હતા.

કોઇ સ્ત્રીને ગર્ભ રહે એટલે જોશીને પૂછતા હતા કે આને દીકરો અવતરશે કે દીકરી ? પછી જોશી કહે કે તેને દીકરો અવતરશે, અને ફલાણે દહાડે ફલાણી વેળાએ અવતરશે. પછી ગર્ભ રહે તેજ દહાડે સગાવહાલાઓને વધામણી મોકલતા હતા અને દીકરો અવતર્યા પછી વધામણી મોકલવાનો ચાલ હતો તે બંધ પડયો; કેમકે સાચોજોશી કહે તેમજ થતું હતું.

કોઇને મરવાનો વખત આવ્યો હોય તે સાચો જોશી કહી આપતો હતો, તેથી તેઓ પરગામથી સગા વહાલાને છેલ્લી મુલાકાત કરવાને તેડાવતા હતા. તેથી બાઇડીઓ મહો વાળતાં વિલાપ કરે છે કે " વિજોગે વહી ગયારે " તેમ રોવાનું મટી ગયું. " જો આપણા દેશના કોઇ જોશીનાં પુસ્તકો સાચાં હોત તો આજ પણ ઉપર લખ્યા પ્રમાણે બધું થાત પણ અપશોચ છે કે કોઇ સાચો જોશી આજ નથી. "

દુકાળ પડવાનો હોય તો સાચો જોશી સંવત્સર ફળ જોઇને અગાઉથી કહેતો હતો કે આવતા વર્ષમાં દુકાળ પડવાનો છે. તેથી ત્યાંના લોકો સ્વદેશમાંથી તથા પરદેશમાંથી અન્ન મંગાવીને સંગ્રહ કરતા હતા. કોઇને મંદવાડ આવવાનો હોય તો સાચો જોશી અગાઉથી કહેતો હતો કે તમારે ફલાણા મહિનામાં મંદવાડ આવવાનો છે, તેથી તે માણસ પોતાનું કામ બીજાને સોંપવા વગેરેનો પકકો બંદોબસ્ત અગાઉથી કરતો હતો.

શહેરમાં એક શાહુકારના ઘરમાં ચોરી થઇ, અને કેટલોએક માલ ગયો. તેની ફર્યાદ રાજા આગળ થઇ. આગળ આવું કામ જ્યારે થતું હતું ત્યારે જૂઠા જોશીને રાજાએ કેટલીએક વાર પૂછેલું,

પણ તે જૂઠો જોશી બરાબર કાંઇ જાણી શકતો નહોતો. ખાલી ઢોંગ કરતો હતો, અને કહેતો હતો કે તે માલ અમુક દિશામાં ગયો છે, પુરૂષ અથવા સ્ત્રી ચોર છે, એવાં ગપ્પાં મારતો હતો; પણ તે ઘણીવાર જૂઠું પડવાથી જોશીને પૂછવાનો ચાલ ઘણું કરીને બંધ પડયો હતો. પણ સાચો જોશી આવ્યા પછી રાજા તેને પૂછતો, એટલે તે પ્રશ્ન બાંધીને તરત કહી આપતો હતો કે તે માલ ફલાણે લીધો છે, અને ફલાણે ઠેકાણે મૂક્યો છે. પછી ત્યાંથી તે માલ હાથ આવતો હતો, તેથી ચોરીના કામમાં જુબાનીઓ લેવાની, અને શાહેદીઓ લેવાની જરૂર રહી નહિ. ચોર ચોરી કરીને નાશી ગયો હોય, તો તે પણ સાચો જોશી કહી આપતો હતો કે ચોર ફલાણી દિશા તરફ નાશી ગયો છે. પછી રાજાના સ્વારો ત્યાં જઇને તેને પકડી લાવતા હતા.

એક સમે ચોમાસામાં સાચા જોશીએ નગર શેઠની જન્મોત્તરી તથા વર્ષફળ તપાસીને શેઠને બોલાવીને કહ્યું કે તમારી ડોશીને આવતી કાલે કોગળીઉં આવશે ને બપોરે મરી જશે. તે વખતે વર્ષાદ ઘણો વરસવાનો જોગ છે, તે સાંજ સુધી વરસશે. એવું સાંભળીને નગરશેઠે સ્મશાનમાં રાવટી, અને દેરા તંબુ વગેરે આગલે દહાડે ઊભાં કરાવ્યાં, અને લાકડાં વગેરે બાળવાનો સામાન પણ તૈયાર કરાવી રાખ્યો. પછી બીજે દહાડે જોશીના કહ્યા પ્રમાણેજ બધું થયું. તે બધી હકીકત જ્યારે રાજાએ જાણી ત્યારે તેણે રાજસભામાં કહ્યું કે સાચો જોશી આવવાથી સોને કેવું સુખ થયું! સભાસદોએ કહ્યું કે જૂઠાજોશીના બોલવા ઉપર કોઇને ભરોસો નહોતો. એવા ઠગ જોશીના કહેવાથી આગલે દહાડે સ્મશાનમાં સામાન કરી રખાયજ નહિ, કેમકે કદાપિ તે વાત જૂઠી પડે તો કેટલી ફજેતી થાય!

એવામાં અર્બસ્તાનના શાહુકારનું વહાણ અહિંથી સીલોન તરફ જવાનું હતું, તેમાં કર્ણાવતીના એક શાહુકારનો દીકરો જવાનો

હતો. તે શાહુકારે સાચા જોશીને પૂછયું, ત્યારે જોશીએ કહ્યું કે તે વહાણુ દરીયામાં ડૂબી જવાનું છે, માટે તમારા દીકરાને તેમાં મોકલશો નહિ. તેથી શાહુકારે પોતાના દીકરાને મોકલ્યો નહિ, અને અર્બસ્તાનના વેપારીને પણ કહ્યું કે તમારૂં વહાણુ ડૂબવાનું છે, એવું અમારો જોશી કહે છે. તે વેપારીએ કહ્યું કે એવા તો ઠગ જોશી અમે ઘણા જોયા છે. જોશીઓનું બોલ્યું સાચું પડતું નથી, એમ કહીને વહાણુ હંકાર્યું તે દરીઆમાં જતાં ડૂબી ગયું, અને પેલો શાહુકારનો દીકરો તેમાં ગયો નહિ, તેથી તે બચ્યો.

ત્યારે લોકો કહેવા લાગ્યા કે સુરતના શાહુકારના ઘરની જાન ભાવનગર પરણુવા આવેલી હતી, તે પરણીને પાછી સુરત જતાં વરકન્યા સુધ્ધાં આખી જાન દરીઆમાં બૂડી મૂઇ હતી, તે સમે જો કોઇ આવો સાચો જોશી હોત તો, એટલા માણુસોના જીવનો બચાવ થાત.

---

## અર્બસ્તાનનો સોદાગર.

---

એક અર્બસ્તાનનો સોદાગર અર્બસ્તાનના ઘોડા, અને ઊંટ, તથા સિંહલદ્વીપના હાથીઓનાં બચ્ચાંનું મોટું વહાણુ ભરીને વેચવા આવ્યો, તેને કરણાવતીના સોદાગરે કહ્યું કે તે દરેક જનાવરનો આવરદા કેટલો છે, તે વિષે સાચા જોશીને પૂછીને હું તો ખરીદ કરીશ.

તે વાત સાંભળીને પેલો સોદાગર આશ્ચર્ય પામીને બોલ્યો કે— ઘણી વાર અમે આવો માલ લઇને અહિં વેચવા આવ્યા હતા, પણ કોઇએ કદિ જોશીને પૂછીને ખરીદ કરવાનું કહ્યું નહોતું અને આજ તમે એવું કહો છો તેનું કારણુ શું ?

સોદાગરે કહ્યું કે આગળ તો અહિં ઠગ જોશીઓજ હતા, તેઓનો તથા તેઓના પુસ્તકોનો કોઇને ભરોસો નહોતો. પણ થોડાંક વર્ષ થયાં અહિં એક સાચો જોશી આવેલો છે તેનો તથા તેનાં પુસ્તકોનો સૌને નક્કી ભરોસો પડયો છે, માટે હવે તો બધા લોકો તે જોશીને પૂછીનેજ હરેક કામ કરે છે.

પેલો સોદાગર બોલ્યો કે જૂના જોશીઓ જનાવરોનો આવરદા આંકવાની ના પાડતા હતા? કરણાવતીનો સોદાગર બોલ્યો કે—જૂના જોશીઓ આપણી મુઠીમાં શી ચીજ છે તે કહી આપવાનું પણ ડોળ ઘાલતા હતા. અને માણસ, ઢોર, તથા ઇમારતનો પણ આવરદા આંકવાને તૈયાર થતા હતા. કહે છે કે સિદ્ધરાજ જયસિંહે રૂદ્રમાળ ચણાવ્યો હતો ત્યારે તે રૂદ્રમાળાની જન્મોત્તરી એક જોશીએ કરી હતી. પણ ઘણા લોકોની ખાતરી હતી કે તે જોશી તથા તેનાં પુસ્તકો જૂઠાં છે, માટે તેઓના બોલવા ઉપર લોકોનો ભરોસો નહોતો. પછી તે સોદાગરે સાચા જોશીને પૂછીને જે જનાવરોનો ટૂંકો આવરદા હતો, તેટલાં ટાળી કહાડીને બીજાં બધાં ખરીદ કર્યાં.

આવાં કારણોથી સર્વે લોકો કહેવા લાગ્યા કે આવો જોશી હોય તેને દર મહિને લાખ રૂપૈઆનો પગાર આપીને રાખ્યો હોય, તોપણ ખટકે નહિ. અને પેલા ઠગ જોશીઓને તો દેશપાર કરવા જોઇએ. અને તેઓનાં જૂઠાં પુસ્તકો ખારા પાણીના સમુદ્રમાં નાંખવાં જોઇએ. કેમકે તેઓએ કઇક લોકોનાં ઘરબાર ખોવરાવીને ભીખ માગતા કર્યાં છે. તેઓ કશા ઉપયોગના નથી. એતો ગંઠીછોડા છે. કહ્યું છે કેઃ—

श्लोक.

गणिका गणकौ समान शीलौ,
निज पंचांग निदर्शका वुभौ;
अधमोत्तमयोः मकाम तुष्टये-
र्विधिनावित्तहरौ विनिर्मितौ. १

અર્થ—વેશ્યા અને જોશી, એ બંને સરખા સ્વભાવના હોય છે; તેઓ બંને પોતાનાં પંચાંગ દેખાડે છે, મતલબ કે વેશ્યા, બે સ્તન, ગુહ્ય, અને બે સાથળ દેખાડે છે; અને જોશી તિથિ, વાર, નક્ષત્ર, યોગ અને કર્ણ એ પાંચના વર્ત્તારાનું પંચાંગ એટલે ટીપણું દેખાડે છે. પેલી વેશ્યા નરસા માણસોની કામના પુરી કરીને તેમનું ધન ધૂતે છે; અને જોશી સારા માણસોની કામના પૂરી કરીને તેમનું ધન ધૂતે છે; એ બંનેને દૈવે ધન ધૂતવા સરજેલાં છે.

"જુઓ કે વડોદરામાં ગાયકવાડ સરકારનાં મોટાં મોટા વર્ષાશન ખાનારા જોશીઓ ઘણા છે, પણ ખંડેરાવ મહારાજની જન્મોત્તરી કે વર્ષફળ જોઇને કોઇ જોશીએ કહ્યું નહોતું કે ખંડેરાવ મહારાજ અમુક દહાડે દેહ મૂકશે. જો એટલું કહેનાર કોઇ સાચો જોશી મળ્યો હોત તો, મહારાજનો દિવાન ભાઉસિંદીઆ અગાઉથી ચેતીને પોતાની માલ મિલકત, તથા કુટુંબ લઇને વડોદરેથી વટી ગયો હોત, અને પછીથી તેની મિલ્કત નવા ગાયકવાડના કબજામાં આવત નહિ, તથા જે પકડીને કેદ કર્યો તેમ પણ થાત નહિ. પણ અપશોચની વાત છે કે વડોદરામાં કોઇ સાચો જોશી નહોતો."

"વળી સન ૧૮૫૭ માં નાનાસાહેબે બળવો ઉઠાવ્યો ત્યારે કોઈ સાચો જોશી આ દેશમાં હોત તો ગ્રહકુંડળી જોઇને નાનાસાહેબને કહેત કે તમારૂં રાજ્ય થવાનું નથી, તો નાનાસાહેબ બળવો ઉઠાવત નહિ. અને તેની તથા તેના કુટુંબની ખરાબી થઈ, તે થાત નહિ."

"અને એવા કોઇ જોશીએ અંગ્રેજોને ચેતાવ્યા હોત કે અમુક દહાડે બળવો ઉઠવાનો છે, તો અંગ્રેજો સાવચેત રહેત, તેથી કેટલીએક મઢમો, અને મઢમોનાં નિરપરાધી બાળકોનો નાશ થયો તે થાત નહિ અને જોશીને લાખ રૂપીઆની પેદાશની જાગીર મળત."

## સાચા જોશીથી થતા ફાયદા.

જ્યારે સાચો જોશી નહોતો, ત્યારે કેટલાંએક માણસને અતિશે મંદવાડ થતો તેને ભોંય નાંખતા હતા; અને વળી જો તેને સાવચેતી આવે તો પાછો ખાટલામાં સુવાડતા હતા. એમ ઘણીવાર ખાટલેથી ભોંય અને ભોંયથી ખાટલે લેવા પડતા હતા, અને કેટલાએક તો ખાટલામાંજ મરી જતા હતા તેથી અવગતીઆ થતા હતા.

પણ જ્યારથી સાચો જોશી આવ્યો ત્યારથી, તેને પૂછીને માંદા માણસનો આવરદા નક્કી કરતા હતા, એટલે પછી તે ગમે તેવો માંદો કે બેહોશ થઈ જાય તોપણ તેનો આવરદા ખૂટયો નહોય તો તેને ભોંય નાંખતા નહોતા.

કોઇને કાશીમાં કે ગયાજીમાં જઇને મરવાની ઇચ્છા હોય, તેઓ સાચા જોશીને પૂછીને પોતાના મરવાના દહાડા ઉપર તીર્થમાં જઇને રહેતા હતા. નાતમાં જમવાના લાલચુ લોકો, નાતમાં કોઈ મરે ત્યારથી દહાડા ગણતા હતા, કે ફલાણે દહાડે તેનું બારમું તેરમું આવશે, માટે તે દહાડે આપણે જમવાનું ઠરશે. પણ સાચા જોશીએ તો એક બે વર્ષમાં જેટલા મરવાના હોય, તેટલાનાં મોત કહી આપવા માંડ્યાં તેથી લોકો છ છ મહિના અગાઉથી ગણુતા હતા, કે ફલાણાનું બારમું ફલાણે દહાડે, અને ઢીંકણાનું ઢીંકણે દહાડે આવશે, અને આ વરસમાં આપણે આટલા દહાડા જમવાનું ઠરશે.

આગળ તો માણસો ઓચિંતા મરી જતાં હતાં, તેથી તેના મડદાને ઊચકનારા વખતે ઘેર હોય નહોય તેથી અડચણ પડતી હતી, અને કોઇ વખતે ઊચકનારા બિચારા કામ ધંધો મૂકીને પેલાના મરવાની વાટ જોઇને ઊચકવા તૈયાર થઇને બેસી રહેતા હતા, અને પેલો તો સાવચેત થતો હતો એટલે પેલા પાછા ઘેર જતા હતા.

પણ હવે તો બધા સગાવહાલા અગાઉથી ચેતીને મરણની વખતેજ મડદું ઉચકવાને તૈયાર થઇને જવા લાગ્યા, અને તેનો દહાડો પાણી કરવાને સામાન પણ સસ્તો મળે ત્યારે અગાઉથી પોતે પોતાની મેળે લઇ મૂકવા લાગ્યા.

કોના નશીબમાં કેટલા દિવસની પીડા લખેલી છે, તે પૂછીને નક્કી કરતા હતા, તેથી વૈદનો કોઇ ભાવ પૂછતું નહોતું તેથી વૈદનો ધંધો બંધ થયો, કારણ કે આરામ થવાનું જ્યારે નશીબમાં લખ્યું હોય ત્યારે ઓસડ કર્યા વગર પણ આરામ થતો હતો, વૈદ તો મફતનો જશ અને નાણું લઇ જાય છે એવી સૌની ખાતરી થઇ, અને વૈદો બિચારા વૈદકનો ધંધો છોડીને બીજે ધંધે વળગ્યા. ઓસડીઆં ન ખપવાથી ગાંધીઓને પણ ઘણું નુકસાન થવા લાગ્યું. અસલ ત્રણ ત્રણ વર્ષે વસ્તીપત્રક કરતા હતા, અને કેટલી મુદતમાં કેટલાં મુઆં અને કેટલાં અવતર્યાં, તેનાં પત્રકો કરતા હતા, તે હવે સાચા જોશીને પૂછીને બે બે વર્ષનાં અગાઉથી વસ્તીપત્રક કરવા માંડયાં. અને અગાઉથી ખાત્રી કરી કે આ બે વર્ષમાં આટલાં મરશે, અને આટલાં જન્મશે.

---

## સાચા જોશીથી ઉઠેલો ગભરાટ.

---

સાચા જોશી આવ્યાથી લોકોમાં લીલાલેહેર થઇ રહી હતી. એવામાં એક નામાંકિત મોટા કુટુંબવાળા શાહુકારનો એકાએક દીકરો પંદર વર્ષની ઉંમરનો હતો, તેને સાચા જોશી આવ્યા પહેલાં બે વર્ષ ઉપર પરણાવ્યો હતો; તે છોકરો હવે એક મહિના પછી મરવાનો હતો. તે પહેલાં સાચાજોશીએ તે શાહુકારને બોલાવીને કહ્યું કે શેઠજી, આપનો પુત્ર એક માસ પછી ફલાણે દહાડે અને ફલાણી વખતે

ગુજરી જવાનો છે, કેમકે તેના વર્ષફળમાં ચારે પાયે રિષ્ટ ઉપજી ચૂક્યું છે.

એવું સાંભળીને તે શાહુકારના તો ટાંટીઆ ભાગી ગયા કેમકે તેની છેક વૃદ્ધાવસ્થા હતી. તેથી તેને બીજી પ્રજા થવાની આશા નહોતી અને ઘરમાં ક્રોડ રૂપૈઆની દોલત હતી.

એ વાત આખા શહેરમાં ફેલાઇ, અને શેઠને તો અન્ન કે જળ ભાવે નહિ, ઊંઘ આવે નહિ રોજગાર ધંધો સૂઝે નહિ, અને રાત દહાડો રૂદન કર્યા કરે; તેથી તેના કુટુંબમાં પણ મોટો ગભરાટ ઉઠયો. તે છોકરાનાં સાસરીઆં જમાઇની છેલ્લી મુલાકાત કરવા આવ્યાં.

શેઠે પોતાની તમામ દુકાનોનો વહિવટ બંધ કર્યો, તેથી ઘણા ગરીબોની રોજી તૂટી ગઇ. અને નામીચા મુનમો શેઠને ધીરજ આપવા આવ્યા.

શેઠ પોતાના છોકરાને ખોળામાં બેસાડીને છાતીમાં ભીડે, ચુંબન કરે, અને પોતાની આંખોમાંથી આંસુ પાડે, તે જોઇને, તથા પોતાને મરવાનું છે એવું સાંભળીને તે છોકરો સાજો તાજો હતો પણ ગભરાઇ ગયો.

શેઠે જઇને સાચા જોશીને પૂછ્યું કે આ છોકરાને જીવાડવાનો એકે ઉપાય હોય તો બતાવો. કહોતો મારો, તથા અમારા કુટુંબીઓનો આવરદા તેને આપીએ. કહોતો મારી તમામ દોલત તેને વાસ્તે તમે કહો તે રસ્તે હું ખરચી નાખું. જોશીએ કહ્યું કે હું કાંઇ જૂઠો જોશી નથી કે મૃત્યુંજયના મંત્ર જપવાને બહાને તમારા પૈસા ખાઇ જાઊં અને જૂઠો પડું તો તમારા નશીબને માથે નાંખું. આવરદા તૂટી તે કોઇથી સંધાય નહિ, જો સંધાતી હોત તો મોટા ચક્રવર્તિ રાજાના એકાએકુ કુંવરો મરી ગયા, અને તેઓની રાજગાદીઓ સૂની પડી તે પડતજ નહિ.

શેઠ તો એવું સાંભળતાંજ મૂર્છા ખાઇને પડયો. અને જાણે કે

આજજ તેનો દીકરો મરણ પામ્યો હોય એટલું તેને લાગ્યું. શેઠના કુટુંબના પુરૂષો અને સ્ત્રિયો સાચા જોશી સામું ખુનસની નજરે એવી રીતે જોતાં હતાં, કે જાણે એજ જોશી કાળનો અવતાર છે, અથવા એજ જમનો દૂત છે. એમ જાણીને તેને પોતાના મનમાં સો ગાળો દેતાં હતાં. તોપણ રૈયતમાં એવો પવન વાયો કે, સર્વે લોકોની એવી મરજી થઈ જે પોતાની આવરદા કેટલી છે? તે વિષે સાચા જોશીને પૂછીને નક્કી કરવું, તેથી સર્વે લોકો જોશીને પૂછવાને ઉલટયા.

વર્ષ દહાડે દર સેંકડે ત્રણ માણસો મરતાં હતાં, અને એ શહેરમાં વીસ લાખ માણસોની વસ્તી હતી, તેથી સરાસરી ગણતાં હમેશાં આશરે દરરોજ ૧૬૭ માણસો મરતાં હતાં, તે બધાને વર્ષફળ ઉપરથી મરવાનો દહાડો સાચો જોશી એક વર્ષ અગાઉથી કહી આપતો હતો.

એક જાગીરદારના છોકરાને સાચા જોશીએ બોલાવીને કહ્યું કે તું કાલ બપોરે મરવાનો છે, તેથી તેના કુટુંબમાં પણ એવોજ ગભરાટ ઉઠયો. અને બીજે દહાડે બપોરે જોશીના કહ્યા પ્રમાણેજ મરણ પામ્યો; તેમાં એક પળનો પણ ફેર પડયો નહિ.

તે સાંભળીને પેલા શેઠને પોતાના છોકરાના મોતની પક્કી ખાતરી થઈ. અને તેણે જાણ્યું કે છોકરા પહેલો હું મરૂં તો સારૂં કેમકે પુત્ર મરણનું સંકટ મારી નજરે મારે જોવું પડે નહિ. એવા ગભરાટથી તે ગાંડો થઇ ગયો. તેથી તેના પગમાં બેડીઓ નાંખીને એક થાંભલા સાથે તેને બાંધી રાખવો પડ્યો. અને તેનો છોકરો જોશીના કહ્યા પ્રમાણેજ મરી ગયો.

સાચા જોશીએ કેટલીએક કન્યાઓ વિષે એવું કહ્યું કે તે હવે છ મહિના જીવવાની છે. કોઇને એક, બે, કે ચાર વર્ષ જીવવાનું કહ્યું; પછી એવી કન્યાઓને કોઇ પરણતું નહોતું, તેથી તે બિચારીઓ કુંવારી રહી.

તેમજ કેટલાએક છોકરાની ટુંકી આવરદા કહી, તેવા છોકરાને કોઇ-કન્યા દેતું નહોતું. અને થોડા વર્ષના જીવતર સારૂ ખાલી પરણાવવાનું ખર્ચ કોણ કરે? એવા છોકરાઓને વિદ્યાભ્યાસ કરવાનું પણ તેમનાં માબાપોએ બંધ કર્યું. એટલુંજ નહિ પણ જે કોઈ ઘરડા ગૃહસ્થને એવો એકજ દીકરો હતો, અને બીજી પ્રજા નહોતી તેવાઓએ પોતાના રોજગાર બંધ કર્યા. કારણ કે દીકરાના દીકરા મારી દોલત ભોગવશે એવી ઉમેદથી સૌ ધંધો રોજગાર કરે છે; પણ જયારે નક્કી થયું કે હવે મારો વંશ રહેવાનો નથી, અને મારી મિલ્કત સરકારમાં કે પારકા લોકોના હાથમાં જવાની છે, ત્યારે લાંબો ધંધો રોજગાર કોણ કરે? પોતાની ઉમરમાં ખાવા જેટલું હોય એટલે બસ.

કોઇનો જમાઇ, અને કોઇનો દીકરો, કોઇનો બનેવી અને કોઇનો બાપ, એક વર્ષમાં હવે મરી જવાનો છે એવું જન્મોતરી જોઇને સાચા જોશીએ કહેવાથી અગાઉથી સોના જાણવામાં આવ્યું, અને દરેક કુટુંબમાં એકાદ તો મરવાનું હોયજ, તેથી હરેક કુટુંબમાં ગભરાટ ઉઠયો. અને જેમ પ્રલયકાળ થવાનો હોય, અથવા જે વખતે ભારે ધરતીકંપ થવા લાગે, તે વખતે માણસોમાં જેવો ગભરાટ ઉઠે, "અથવા સંવત ૧૯૨૪ ની સાલમાં જૂલમી વર્ષાદ થયો હતો તે વખતે તમામ રૈયતના લોકો મુઆ કે મરશું; એવા ભયભીત થયા હતા," તેવીજ રીતે બધી રૈયત ભયભીત થઈ.

ચૌટામાં હડતાળ પડી. ખેડુતોએ ખેતીનું કામ બંધ કર્યું, અને બળદોને જંગલમાં કાઢી મૂકયા. દરજી, સોની, સુતાર, અને લૂહાર, એ સર્વે લોકોએ ધંધા છોડી દીધા. અને પોતાના કુટુંબમાંનું જે માણસ ભરજુવાનીમાં એકાદ વર્ષમાં મરવાનું હતું તેના સામું જોઇને સૌ બેઠા, અને કહે કે અરે, આ બિચારો આ વર્ષમાં ફલાણે દહાડે મરી જવાનો છે. કેટલીએક વિધવા ડોશીઓને પણ પોતાનો એકાએક દિકરો મરવાનો હતો તેનો ગભરાટ ઉપજ્યો.

રાજાની ફોજમાં એક લાખ માણસો તો પરદેશી પુરબીઆ, આરબો, અને મદ્રાસી લોકો હતા. તેઓને પણ કોઇના કુટુંબમાં દીકરો જમાઇ, બનેવી, કે પોતે એક વરસમાં મરી જશે એવું સાચા જોશીએ કહેવાથી ફોજના તમામ લોકો નોકરી છોડીને, પોતાના કુટુંબીઓની છેલ્લી મુલાકાત કરવા સારૂ પોતપોતાના દેશમાં જતા રહ્યા.

કરણાવતીમાં પરદેશીઓની મોટી મોટી પેઢીઓ હતી, તે પેઢીઓના મુનીમો, તથા હઝારો વછીઆત રહેતા હતા તેઓ પણ પોતપોતાના દેશમાં જતા રહ્યા, તેથી વેપાર રોજગાર બંધ પડયો.

આગળ તો કોઇ માંદું પડે તો તેના મોત સુધી સૌને એવી આશા રહેતી હતી કે ઇશ્વર કરશે તો તે હજી સાજો થશે; અને જન્મોત્તરીમાં ચારે પાયે રિષ્ટ ઉપજ્યું હોય, તોપણ જન્મોત્તરીનો ભરોંસો રાખતા નહોતા. અને તે માણસ મરી જાય ત્યાર પછીજ સૌ રોતાં કુટતાં, તથા શોક પાળતાં હતાં. પણ હવે તો મરવા પહેલાં એક વર્ષ અગાઉથી, સવારે અને સાંજે બાયડીઓએ મોં વાળવા અને કુટવા માંડયું, અને વર્ષદહાડા અગાઉથી *સગાંવહાલાંઓએ પણ શોક પાળવા માંડયો. સાચા જોશીનું માણસ કોઇના ઘર તરફ જતું હોય, તો તેને જોઇને લોકો કહે કે, આ કોઇને ઘેર કાળોતરીઓ (મેલો) ચાલ્યો.

એક સમયે પટરાણીએ સાચા જોશીને બોલાવીને પોતાની ગ્રહદશાની વાત પૂછી, ત્યારે જોશીએ કહ્યું કે છ મહિના પછી અમુક દહાડે તમારો કુંવર મરી જશે, એવું સાંભળતાંજ રાણીની આંખોમાંથી ચોધારાં આંસુ ચાલ્યાં; અને તે વાતની રાજાને ખબર પડી

---

* અમદાવાદના એક શાહુકારના છોકરા "મગન"ને ફાંસી દેવાનું જ્યારે મુંબઇથી મંજુર થઇ આવ્યું, ત્યારથી તેનાં સગાંવહાલાંને તથા માબાપને આવોજ ગભરાટ ઉઠયો હતો.

તથા સર્વે કચેરી મંડળને ખબર પડી. તેથી સર્વે લોકો અતિશે ગભરાટમાં પડયા. રાજાએ કહ્યું કે હવે રાજ ને પાટ મારે કાંઇ કામનું નથી. કોરટો ઉઠાડી મૂકી, કેદખાનાના કેદીઓને છોડી મૂક્યા, અને દફતરોના ગાંસડા બાંધીને ઓરડામાં ભરી મૂક્યા, અને આખા શહેરમાં રોળકોળ થઇ રહી; કોઇનું હસતું મોહું જોવામાં આવે નહિ, કેમકે હરેક કુટુંબમાંનું જોખમભરેલું એકાદ માણસ તો વર્ષ છ મહિનામાં મરવાનું હતુંજ. તેથી આખા પરગણામાં, અને આખા દેશમાં સરખોજ ગભરાટ ઉઠયો.

કોઇએ ખેતી કરી નહિ તેથી અન્ન ઘણું મોંઘું થયું, અને એવી ધાસ્તી પેઠી કે જો આવી રીતે ચાર પાંચ વર્ષ ચાલશે તો બધાં માણસો ખોરાક વિના મરી જશે. અથવા ઇરાનમાંથી કે અર્બસ્તાનમાંથી શત્રુ રાજાની ફોજ આવશે તો બધો દેશ લૂંટી લેશે, અને રાજ્ય લઇ લેશે. પણ હવે શો ઉપાય કરવો? તેની કોઇને સુજ પડી નહિ.

---

## જૂના પ્રધાનને બોલાવે છે.

---

રાજા માંદો હોય તેમ થઇને પલંગમાં સુતો, જમવાની વખત થઈ પણ જમવા ઉઠે નહિ, પાણી પીએ નહિ, અને તેની આંખમાંથી આંસુ ચાલ્યાં જતાં હતાં. રાણીએ ઘણી વિનંતિ કરી, પણ તે કાંઇ સાંભળી નહિ. ઘણાએક સરદારો, તથા રાજાના મિત્રોએ આવીને હિંમત આપવા માંડી પણ કાંઇ વળ્યું નહિ.

ત્યારે રાણીએ કહ્યું કે સાહેબ, આપનો જૂનો પ્રધાન ઘણો ડાહ્યો છે માટે તેને બોલાવીને આ દુઃખની વાત કહો તો હું જાણું છું કે તે કાંઈક ઉપાય બતાવશે. બીજા સરદારોએ પણ એજ સલાહ આપી, અને રાજાના મનમાં પણ એ વાત ઉતરી.

પછી રાજાએ સારા સારા માણસોને પેલા જૂના પ્રધાનને તેડવા મોકલ્યા. પ્રધાને આવીને રાજાને સલામ કરી, અને બેઠો. ત્યારે રાજાએ તથા રાણીએ ઘણી નમ્રતાથી પ્રધાનને કહ્યું કે હવે તો તમારે ખોળે માથું છે, તમે અક્કલના દરીઆવ છો, માટે આ મહાભારત દિલગીરીમાંથી છૂટવાનો ઉપાય બતાવશો એવો તમારો અમને ભરોંસો છે. અમે તમારૂં કહ્યું માન્યું નહિ, અને આ કાળમુખા સાચા જોશીને અહિં રાખ્યો તેથી રાજ્યની ખરાબી થઇ.

પ્રધાને કહ્યું કે સાહેબ, હું જેમ કહું તેમ જો કરો તો તમારી દિલગીરી હું મટાડું. રામચંદ્રજી જેવા પણ પ્રધાનની સલાહથી કામ કરતા હતા. રાજનીતિમાં કહ્યું છે કે સમજુ પાંચ માણસની સલાહ લઇ રાજાએ હરેક કામ કરવું. તેમ છતાં જે રાજા પોતાની અક્કલથી રાજ્ય ચલાવે તે રાજ્યની ખરાબી થાય.

પછી રાજાએ અને રાણીએ સોગન ખાઇને કહ્યું કે હવેથી તમારી સલાહ પ્રમાણે જ કરીશું. પછી પ્રધાને સાચા જોશીને બોલાવવા જાસુસને મોકલ્યો. રાજા તો ઘડી ઘડીમાં ગભરાઈ જઇને હાય કુંવરજી, એમ કહીને છાતી કૂટતો હતો.

રાજાને વાસ્તે રસોઇ કરવાને રામભટ, ભીમભટ, અને કાશીનાથ, એ ત્રણ બ્રાહ્મણો રસોઇઆ હતા. તેમાંના રામભટે આવીને પ્રધાનના કાનમાં કહ્યું કે પહોર દહાડો ચઢતાં રસોઇ તૈયાર કરી મૂકેલી છે, અને ત્રીજો પહોર થયો પણ રાજાજી જમવા ઉઠતા નથી. દાતણ કર્યું નથી અને નહાતા પણ નથી અને રસોઈ ઠરી ગઈ છે.

પ્રધાને કહ્યું કે ખવાસને કહો કે ન્હાવા પાણી ઊનું તૈયાર કરે, એટલામાં તમે થોડોક કંસાર, પૂરી, એક બે શાક વગેરે ઉની રસોઇ ફરીથી તૈયાર કરો. હમણાં હું રાજાને હસતા રમતા કરીને જમવા તેડી લાવું છું.

**રામભટ**—(ભીમભટને કહે છે) પ્રધાને કહ્યું છે કે થોડીક ઉની રસોઇ કંસાર વગેરે તૈયાર કરો, રાજાજી હમણાં જમવા પધારશે.

**ભીમભટ**—પ્રધાનનો બાપ સ્વર્ગમાંથી જમવા આવે તો કોણ જાણે? પણ રાજાજી તો હવે તેમની ઉમરમાં કદી કંસાર જમે એવું મને લાગતું નથી. કાંતો ઝેર ખાઇને મરશે, કાંતો કટાર પેટમાં મારીને મરશે, અને કાંતો સાતમે માળથી પડતું મૂકીને મરશે, પણ કુંવરનું મોત જોવા પોતે રહેનાર નથી. જો રાજા આપઘાત કરીને મરે નહિ તો હું બ્રાહ્મણ મટું.

**રામભટ**—પ્રધાને કહ્યું છે કે હમણાં હું હસતા રમતા કરીને જમવા તેડી લાવું છું.

**ભીમભટ**—શી રીતે હસતા રમતા કરશે? શું કુંવરનું મોત તે મટાડી શકશે? બીજા સરદારોએ તે વાત વિસારે પડાવવા સારૂ થોડા ઉપાય કર્યા નથી. ગવૈયાને બોલાવ્યા હતા, વાજાં બજાવનારાઓને, નાટક કરનારાઓને, નટને, જાદુના ખેલ કરનારાઓને, વારાંગનાઓને, મલ્લોને, મશ્કરાઓને અને ભાંડને બોલાવ્યા હતા, તેઓએ રાજાને ખુશી કરવા સારૂ પોતપોતાનું ડહાપણ ચલાવવામાં કસર રાખી નથી; પણ રાજાએ તે બધાઓનો તિરસ્કાર કરીને કહાડી મૂકયા. ગમે તેવી દિલગીરીમાં હોય, પણ કવિતા સાંભળે ત્યારે બધું ભૂલી જતા હતા, એટલો કવિતાનો શોખ હતો, પણ આજ તો મોટા મોટા કવિયો પણ નિરૂપાય થઇને પાછા ગયા. કોઇનું મોં ગમતું નથી. કોઇનું બોલ્યું ગમતું નથી, હવે એવી દિલગીરી શાથી મટે?

**રામભટ**—આ શહેરમાં વીશ લાખ માણસોની વસ્તી છે તેમાં પ્રધાનના જેટલી અક્કલ કોઇનામાં નથી, તેથીજ તે દર મહીને લાખ રૂપિયાનો પગાર ખાય છે, માટે ગમે તે ઉપાય કરીને રાજાને હસતા રમતા કરીને હમણાં જમવા તેડી લાવશે.

**ભીમભટ**—પ્રધાન તે કાંઇ દેવનો દીકરો છે કે શું? આપણેજ

ત્રણુ જણા વિચાર કરો કે હવે શો ઉપાય કરવાથી રાજાની દિલગીરી મટે.

રામભટ—એટલી અક્કલ આપણામાં હોત, તો આપણે પાંચ પાંચ રૂપિઆનોજ પગાર શા વાસ્તે ખાત? આપણે પણ મહિને લાખ રૂપિયાનો પગાર લેત નહિ? માટે મારી તો ખાતરી છે કે પ્રધાન હમણાં રાજાજીને હસતા રમતા કરીને કંસાર જમવા તેડી આવશે; માટે ઉની રસોઇ તૈયાર કરો.

ભીમભટ—મારે તો કાંઈ રસોઇ કરતાં આળસ નથી. લોને આ કરવા માંડું, પણ અમસ્તી રસોઇ બગડશે. રાજાજી જમનાર નથી, એમ કહીને નવી રસોઇ કરવા માંડે છે.

સાચા જોશી આવ્યા એટલે તેને આસન આપીને બેસાર્યા; રાજાને અને રાણીને તો તે જોશીનું મોં જોવું ગમતું નહોતું. હવે પ્રધાને વિચાર કર્યો કે માણસને સુખને અંતે દુઃખ, અને દુઃખને અંતે સુખ આવે છે, હમેશાં સુખ કે દુઃખ રેહેતું નથી. આ રાજાને પ્રથમ કુંવરી રાંડી, વળી આ કુંવર પણ મરવાનો છે, રાજ્યની ખરાબી થઇ છે, તો હવે તેના દુઃખની હદ આવી હોય એમ જણાય છે, અને હવે સુખ પણ થવું જોઈએ. હમેશાં આવા દહાડા રહે નહિ, માટે તેના સુખ વિષે જોશીને પૂછું, કદાપિ તે ઉપાયથી ટીકી નહિ લાગે તો પછી બીજો ઉપાય કરવો.

એવું ધારીને પ્રધાને જોશીને પૂછ્યું કે રાજાજીના નશીબમાં કુંવરના કુંવરને રમાડવાનું લખેલું છે કે નહિ? જોશીએ વર્ષફળ તથા જન્મોત્તરી જોઇને કહ્યું કે આજથી એક માસ પછી ફલાણે દહાડે રાણીને ગર્ભ રહેશે, અને નવ માસ પુરા થયા પછી ફલાણે દહાડે ફલાણી વેળાએ મોતીઝરો કુંવર અવતરશે, તે ચક્રવર્તી થશે, અને તેના કુંવરને રાજાજી રમાડશે.

રાજા—(સજ્યામાંથી બેઠા થઇને) હેં હેં મોતીઝરો એટલે કેવો?

જોશી—જ્યારે તે બોલવા શીખશે ત્યારે તેના મોંમાંથી પ્રત્યેક અક્ષર ઉચ્ચારતાં એકેકું મોતી લાખ લાખ રૂપિઆની કીમતનું ઝરશે.

પ્રધાન—(રાજાને) સાહેબ, આપ ન્હાઇને ભોજન કરી લો, રસોઈ ઠરી જાય છે; જમ્યા પછી મારે આપની સાથે કેટલીએક વાત કરવી છે. પછી રાજાજી ન્હાવા ઉઠયા, અને જોશીને ઉતારે જવાની રજા આપી.

રાજા દાતણ કરવા તથા ન્હાવા બેઠા, ત્યાં પ્રધાન તેની સાથે વાતો કરતો હતો.

પ્રધાન—સાહેબ, અસલ તો કુંવર જન્મ્યા પછી વધામણી મોકલવાનો ચાલ હતો, પણ હમણાં તો કુંવર જન્મવાના દિવસની ખબર પડે તેજ દહાડે વધામણી મોકલવામાં આવે છે. માટે મોતીઝરા કુંવરના જન્મની વધામણીના શુભ પત્રો આજજ બધે ઠેકાણે લખવા જોઇએ.

રાજા—ઠીક છે આજજ લખો.

પ્રધાન—ગર્ભાધાનને દહાડે મોટો ઉછવ કર્યો હોય, અને તમામ સગાંવહાલાંને તથા માગણ લોકોને તેડાવ્યાં હોય તો ઠીક.

રાજા—ઠીક છે તેમ કરો.

પ્રધાન—જ્યારે તે કુંવર બોલવા શીખશે ત્યારે દર અક્ષરે લાખ લાખ રૂપિઆની કીમતનું મોતી ઝરશે, ત્યારે દર એક ઘડીમાં ઓછામાં ઓછી કરોડ રૂપિઆની પેદાશ તો થશેજ. માટે ગર્ભાધાનના ઉચ્છવને દહાડે શહેર શણગાર્યું હોય, અને એક કરોડ રૂપિઆનું ખર્ચ કર્યું હોય તો કાંઇ અડચણ જેવું મને લાગતું નથી.

રાજા—ઠીક છે તે દહાડા ઉપર કરોડ રૂપિઆનું ખર્ચ કરવું.

એ રીતે મોતીઝરા કુંવરને પરણાવ્યાની વાતો, મોટી ફોજ રાખીને પારકા મુલક દબાવાની વાતો, અને બાગબગીચા, હાથી ઘોડા ખરીદ કરવાની વાતો કરીને રાજાની દિલગીરી બધી વીસરાવી દીધી,

અને રાજા રોજ જમતો હતો તે કરતાં હરખમાં વધારે જમ્યો. પછી કચેરીમાં આવીને બેઠો. ત્યાં ગવૈઆને ગાવા અને વારાંગનાઓને નાચવા બોલાવી અને ગાનતાન નાટારંભ થવા લાગ્યો.

પ્રધાને જઇને રાણીને કહ્યું કે આ કુંવરને તમે કે રાજાજી નજરે દેખશો ત્યારે તમને દિલગીરી ઉપજશે, માટે તેને મોસાળમાં મોકલી દો; અને જાણે કે તે કુંવર છેજ નહિ એવી રીતે તેની વિસ્મૃતિ કરાવી દેવી. રાણીએ તે વાત કબુલ કરીને કુંવરને મોસાળ મોકલી દીધો.

પ્રધાને વિચાર કર્યો કે હવે સાચા જોશીને અહિંથી કાઢવો જોઇએ, પણ જો હુંજ તેને કઢાવું, અને રૈયતની મરજી ન હોય, તો મને લોકોમાં ધિટકાર લાગે, માટે એક મોટી જાહેર સભા ભરીને લોકોના અભિપ્રાય લેવા, એવું ધારીને રાજાને કહ્યું કે સાહેબ હવે રૈયતને ધીરજ તથા દીલાસો આપવા સારૂ મોટી સભા ભરવી જોઇએ. રાજાએ તે વાત મંજુર કરી. પછી આખા શહેરમાં જાહેરનામાં ચોડયાં કે રૈયતના સુખને વાસ્તે કાંઇ વિચાર કરવા સારૂ રાજાના મોટા દિવાનખાનામાં કાલે બપોરે જાહેર સભા ભરાશે, તે વખતે સૌ પુરૂષો તથા સ્ત્રીઓએ પધારવું.

પછી ઘણા પુરૂષો અને સ્ત્રીઓ તે સભામાં આવ્યાં, સભાપતિની ખુરશીએ રાજાજી બીરાજ્યા, અને પ્રધાને ભાષણ કરવા માંડયું.

---

## પ્રધાનનું ભાષણ.

---

**સભાસદો સાંભળો**—આ જગત છે તે પરમેશ્વરનો બાગ છે, તેની શોભા જોઇને પોતે પરમેશ્વર રાજી થાય છે; તે બાગમાં સ્થાવર અને જંગમ એ બે જાતના અનેક પ્રકારના છોડ છે, તેમાં જંગમ જાતિના

છોડને ઇશ્વરે ઉદ્યોગ કરવાને સરજેલા છે; તેમજ હરેક જડ પદાર્થને પણ નિયમ બાંધી આપેલા છે, તે નિયમ પ્રમાણે તેઓ વર્તે છે.

માણુસ જાતિ છે તે બાગના મજૂરો દાખલ ઇશ્વરે રચી છે. જેમ એક રાજાના તાબામાં ઘણા મજૂરો હોય, તેમાંથી રાજા પોતાની મરજી પ્રમાણે જેટલા મજૂરોને જે કામ સોંપવું હોય તે સોંપે અને મરજીમાં આવે ત્યારે એક બાગમાંથી બીજા બાગમાં મોકલે. તેથી જો તે મજૂર દિલગીર થાય, કે કામ કરવામાં આળસ કે દિલગીરી જણાવે, તો તે રાજાનો લૂણહરામી કહેવાય. માટે આપણને ઇશ્વરે આ બાગમાં જેટલી મુદત સુધી નિમ્યા હોય, તેટલી મુદતની છેલ્લી ઘડી સુધી આપણે ઇશ્વરની મરજી પ્રમાણે તેનો બાગ શોભાવવા સારૂ ખૂબ ઉદ્યોગ કરવો, કે જેથી ઇશ્વર આપણા ઉપર પ્રસન્ન થઇને આપણી મહેનતનું ફળ પરલોકમાં આપે.

જ્યારે આપણે દિલગીર થઇને ઉદ્યોગ કરવામાં કસુર કરીએ ત્યારે ઇશ્વિરના બાગની શોભામાં ઘટાડો થાય, અને તેની મરજીથી ઉલટું થાય, તેથી ઇશ્વિર આપણા ઉપર કેટલો ગુસ્સે થાય ? કોઈ રાજાના બાગના મજૂરો રાજાનું અન્નપાણી ખાઇને, એવી કસુર કરે, તો રાજાને કેવું લાગે ? તેનો વિચાર કરો.

હવે મારે કહેવાનું એટલું છે કે—આવી રીતનું હું ગમે તેટલું ભાષણ કરૂં, તોપણ કાચી છાતીવાળાને, અને અજ્ઞાનીઓને તે બધું વ્યર્થ છે. કેમકે હું મારા વિષેજ વિચાર કરૂં છું તો મને પણ એમ લાગે છે કે, સાચા જોશીએ મારા નહાનાભાઈનું વર્ષફળ જોઇને તેને છઠા મહિનામાં ચારે પાયે રિષ્ઠ ઉપજે છે માટે તે મરી જશે એવું કહ્યું છે, તેથી હું ગમે તેટલી જ્ઞાનદૃષ્ટિથી વિચાર કરૂં છું તોપણ જ્યારે મારા ભાઇને દેખું છું અથવા જ્યારે મારો ભાઈ મને સાંભરે છે, ત્યારે તેનું મોત થવાની વાત યાદ આવે છે, અને તેથી મારાં હરેક ગાત્ર નરમ થઈ જાય છે, આંખોમાંથી આંસુ પડે છે, અને હાથમાંથી ઉદ્યો-

ગનું હથિયાર પડી જાય છે, તો બીજાની વાત શી કહેવી ? જો આપણા દેશના જૂઠા જોશીઓ ભવિષ્યની વાત અગાઉથી જાણી શકતા હોત, તો તેઓના પંડની પણ આવી હાલત થાત.

ભવિષ્યકાળે શું થવાનું છે તે જાણવાની શક્તિ તો પોતે ઇશ્વરેજ પોતાની પાસે રાખવી જોઇએ. પણ જન્મોત્તરી, વર્ષફળ કે ગ્રહદશા વગેરે ઉપરથી ભવિષ્ય જાણવાની શક્તિ બીજા કોઇને આપવી જોઇએ નહિ, અને ઇશ્વર એવી શક્તિ કદી કોઇને આપેજ નહિ; તેમ છતાં આ શેતાનનો ભાઈ, પરમેશ્વરનો પિત્રાઈ સાચો જોશી, કોણ જાણે કઇ દુનિયામાંથી આપણા દેશમાં આવ્યો, અને તેણે લોકોમાં આટલો બધો ગભરાટ ઉપજાવ્યો.

પરમેશ્વરનું કાંઈ અજાણ્યું નહિ હોય કે, જો કોઇ માણસને ગ્રહદશા ઉપરથી ભવિષ્ય જાણવાની શક્તિ આપી હોય, તો આવી રીતે જગતમાં ગભરાટ ઉઠે, અને સર્વે લોકો આવી દીલગીરીમાં પડીને ધંધો રોજગાર છોડી દે, તેથી માણસની વસ્તી જગતમાંથી નાશ પામે; તેમ છતાં આ કાળમુખા સાચા જોશીને કોણ જાણે કોણે પેદા કર્યો હશે.

એવું સાંભળીને એક વિધવા ડોશી બોલી ઉઠી કે હા સાહેબ, ખરૂં કહો છો. જ્યારે એ કાળમુખાએ મારા દીકરાને મરવાનું કહ્યું, ત્યારે મને એના ઉપર એટલી તો રીસ ચડી કે, જાણે મારૂં ચાલતું હોય તો એની જીભ કપાવી નાખું. એ રીતે ઉપરાઉપરી એક પછી એક સ્ત્રીઓ અને પુરૂષો સાચા જોશીને ધિક્કાર કરીને બોલવા લાગ્યા. એવી ગરબડ અરધા કલાક સુધી ચાલી.

વળી પ્રધાન બોલ્યો કે—જેમ કાપડ વણવાના સાંચા વગેરે યંત્રો ઇંજીનથી ચાલે છે તેમજ આ જગતરૂપી કારખાનાનો યંત્ર આશારૂપી ઇંજનથી ચાલે છે. કાલે શું થવાનું છે તેની માણસને ખબર ન હોય, તેથી મુઆની છેલ્લી ઘડી સુધી માણસની આશા લાંબી હોય છે, તેથી તે ખરા મનથી ઉદ્યોગ કરવાની આશા રાખે છે.

પણ જો જન્મોત્તરી, વર્ષફળ વગેરે સાચાં હોય, અને તેથી માણસને પોતાના મોતના દહાડાની અગાઉથી ખબર પડતી હોય, તો માણસની આશા ટૂંકી થઇ જાય, અને કોઇ ઉદ્યોગ કરે નહિ.

ભવિષ્યની ખબર ન હોય તેથીજ માણસ છેલ્લી ઘડી સુધી આનંદમાં રહે છે, પણ મરવાની ખબર અગાઉથી પડે તો તેને તથા તેનાં સગાંવહાલાંને અગાઉથી ગભરાટ ઊઠે, અને જગત બધું દિલગીરીમાં ડુબી જાય, અને ઘરેઘર માણસોને રોતાં કકળતાં દેખીએ.

કોઇ માણસ મરણપથારીમાં સૂતું હોય, અને તેણે જીવવાની આશા છોડી હોય, તોપણ તેને એવી આશા રહે છે કે મારા દીકરાના દીકરા મારી મિલ્કત ભોગવશે, તેથી ગુમાસ્તાઓ વગેરેને મરતી વખતે ભલામણ કરે છે કે મારી મિલ્કતનું તમે સારી પેઠે રક્ષણ કરજો, અને દુકાનોનો વહિવટ સારી રીતે ચલાવજો.

પણ જો તેને એવી ખબર પડે કે તેનો દીકરો પણ ઝાઝું જીવનાર નથી અને તેનો વંશ રહેવાનો નથી, તોપછી તે નિરાશ થાય, અને તમામ વહીવટ બંધ કરે, તેથી ઘણાખરા લોકોની રોજી તૂટી જાય. માટે ગ્રહદશા ઉપરથી ભવિષ્યની વાત કહી આપનાર મૃત્યુલોકમાં જોઇએજ નહિ.

હવે જો આપણે આપણા ભરતખંડનું ભલું ઇચ્છતા હોઇએ તો આપણે એટલું કરવું જોઇએ કે, આ સાચા જોશીને તથા તેનાં પુસ્તકોને આપણા દેશથી દૂર કરીને અર્બસ્તાનમાં કે બીજા દેશમાં પહોંચાડવાં જોઇએ. ત્યાં એક મુસલમાન બોલ્યો કે તમારો હિંદુઓનો એવો ખરાબ ચાલ છે કે પોતાના ઘરમાંથી સાપને પકડીને પાડોશીના ઘરમાં છૂપી રીતે મૂકી આવે છે. પણ એટલો વિચાર કરતા નથી કે બિચારા પાડોશીને કરડી ખાશે કે નહિ? તેમજ આ કાળમુખાને આ દેશમાંથી કાઢીને બીજા દેશમાં પહોંચાડવાનું કહો છો તે ઠીક નથી; એવાનો તો કાળાનાગની પેઠે નાશ કરવો જોઇએ.

પછી કેટલાએકે કહ્યું કે એની જીભ કાપીને કાઢી મૂકવો જોઇએ. કોઇએ કહ્યું કે એનાં નાક કાન કાપીને અવળે મ્હોંડે ગધાડા ઉપર બેસાડીને આખા શહેરમાં ફેરવીને કાઢી મૂકવો જોઇએ.

પછી એ વિષે સૌના અભિપ્રાય લીધા તો પ્રધાનના મતને મળતાં ઘણા મત પડ્યાં; તેથી એવો ઠરાવ થયો કે સાચા જોશીને તેનાં પુસ્તકો સુદ્ધાં દેશપાર કરવો, બીજું કાંઇ કરવું નહિ.

સાચા જોશી ઉપર બધી રૈયત દાઝે બળી રહી હતી, તેથી કેટ-લાએક લોકોએ જઇને તેને પકડીને પાછોવાડીઆં હાથ બાંધ્યા, અને પરદેશમાં પહોંચાડવા સારૂ ચૌવટા વચ્ચે થઇને શહેર બહાર લઇ ચાલ્યા. તે વખતે લોકોનાં ટાળે ટાળાં તેની પાછળ તાળીઓ પાડીને, મહુડી, મહુડી, હુરે હુરે, કરતાં હતાં અને કેટલાએક જુવાન છોકરા તેના ઉપર ધુળ અને કાંકરા નાંખતા હતા. તેનાં પુસ્તકોનો ગાંસડો બાંધીને તેનેજ માથે મૂકયો હતો. કેટલાએક લોકો એવું કહેતા હતા કે તે પુસ્તકો બાળી નાંખવાં જોઇએ.

શેરીએ શેરીએ બાઇડીઓ મળીને તેના સામા કાટકા મોળીને ગાળો દેતી હતી, અને કહેતી હતી કે અરે કાળવેલિયા, તારૂ મોં અદીઠ થજો.

તેને દરિયા કિનારા સુધી પહોંચાડવા રાજાના સિપાઇઓ ગયા, અને પકકો બંદોબસ્ત કર્યો કે તેને અર્બસ્તાનના વહાણમાં બેસાડીને કહાડી મૂકવો, અને ફરીથી આ દેશમાં ઉતરવા દેવો નહિ. જોશીને શહેર બહાર લઇ ગયા તે વખતે રાજા પોતાના દરબારમાં બેઠો હતો, તેના મનમાં એવો વિચાર આવ્યો કે, સાચા જોશી પાસે મેં વચન માગી લીધું હતું કે તમારે અમારા શહેરમાંજ રહેવું, બીજે ક્યાંઇ જવું નહિ, તેમ છતાં તેનું અપમાન કરીને કાઢવાથી જગતમાં મારી અપકીર્તિ થશે, અને અસલથી એક કહેવત ચાલી આવે છે કે "રાજા કોઇનો મિત્ર ન હોય" એ કહેવત મને પણ લાગુ પડશે.

પછી પ્રધાનને બોલાવીને કહ્યું કે મને ઘણો પસ્તાવો થાય છે. માટે તમે કહો તો હું પાદર જઇને જોશીને વિનયનાં વચન કહું, એટલે તેને કાઢી મૂકવાનો અપજશ મારે માથે આવે નહિ. પ્રધાને કહ્યું કે આપની મરજી હોય તેમ કરો.

પછી છડીસ્વારીએ થોડાંક માણસો સાથે લઇને રાજા ગામને પાદર જોશી પાસે ગયો, અને રણીઓ ગઢવી પણ સાથે હતો. રાજા જોશીને પગે લાગીને બોલ્યો કે મહારાજ, મેં તમને જાકારો દીધો નથી, રૈયતે જાકારો દીધો છે, માટે તમે પાછા મારા દરબારમાં પધારો. એક હવેલીમાં એકાંતે તમારે ખાઇપીને બેશી રહેવું. તમારે જે જોઇશે તે હું આપીશ, અને તમારી સેવામાં કેટલાંએક માણસો સોંપીશ. વળી કહો તો મારો પ્રધાન આવીને તમને પગે લાગે.

આવું સાંભળીને ત્યાં જોવા મળેલા લોકો દિલગીર થવા લાગ્યા, અને જાણ્યું કે એને પાછો વાળશે તો ઘણું ખોટું થશે. એવામાં રણીઓ ગઢવી બોલ્યો કે રાજા સાહેબ હુકમ આપો તો હું એક ગીત ગાઉં.

**રાજા**—ઠીક છે, પણ સૌની દીલગીરી મટે, અને જોશીબાવો પણ રાજી થાય એવું ગીત ગા. રણીઓ ગઢવી ગાય છે.

### ગીત.

રાંદલ રહો રહો રે, તમને રાજાજી મનાવે;<br>
રાંદલ રહો રહો રે, તમને પ્રધાન પાયે લાગે;<br>
રાંદલ રહો રહો રે, તમને ચીરના ચંદરવા,<br>
રાંદલ રહો રહો રે, તમને જાદરના જાજેચા,<br>
રાંદલ રહો રહો રે, તમને મોતીનાં અખ્યાણાં.

એ ગીત સાંભળીને બધા લોકો ખૂબ હસી પડ્યા, અને હસી હસીને કેટલાએકને તો પેટમાં દુખવા આવ્યું !

**રાજા**—(ગુસ્સે થઇને) ચુપ રહે, ચુપ રહે, લુચ્ચા, તું અમારી મશ્કરી કરે છે ?

**રળીઓ**—સાહેબ, એમાં શેની મશ્કરી. આખા શહેરમાં બાઈડીઓ આ ગીત ટાણુસર ગાય છે, તે શું તમારી મશ્કરી કરેછે ? હવેથી એ ગીત કોઇને નહિ ગાવા દો ?

**રાજા**—પણ આ ટાંણે એ ગીત તને કેમ યાદ આવ્યું.

**રળીઓ**—એક દહાડો આ ઠેકાણે એ ગીત બાઇડીઓ ગાતી ગાતી જતી હતી, માટે આ ઠેકાણું જોઇને એ ગીત મને યાદ આવ્યું.

**રાજા**—પણ જોશીના મનમાં એવું આવે કે નહિ, જે આ મારી મશ્કરી કરે છે ?

**રળીઓ**—એ તો વલામણાનું ગીત કહેવાય છે, અને રાંદલ માતાને વળાવા જતાં બાઇડીઓ ગાયછે, તેથી શું રાંદલ માતા એમ જાણતાં હશે કે આ બાઈડીઓ મારી મશ્કરી કરે છે. પછી રાજા મૌન રહ્યો. હવે રાજાની વિનંતિ સાંભળીને જોશીનું મન ઢચુપચું થયું હતું, પણ રળીઓગઢવીનું ગીત સાંભળીને જોશીની ખાતરી થઇ કે રાજાજી મોં ઉપલાં વચન મને કહે છે. કહ્યું છે કેઃ—

## દોહરો.

રહો રહો મુખથી કહે, જાય જાય ચિત ચહાય;
માથે લઇ મુકવા જતાં, રહો રનાદે ગાય. ૧

**જોશી**—રાજાસાહેબ, આપને મેં વચન આપ્યું હતું કે તમે જાઓ કહેશો ત્યારેજ હું તમારા શહેરમાંથી જઇશ, માટે કાલે સભામાં જે ઠરાવ થયો તે હકીકત મેં જાણી છે, અને તમે પણ તે ઠરાવ કરવામાં હતા, માટે હવે મને જવા દો; જ્યાંસુધી મારૂં અન્ન-જળ હતું ત્યાંસુધી હું રહ્યો, એમ કહીને જોશી ચાલતો થયો. તેને પહોંચાડવા સ્વારો ગયા, અને રાજા પાછો દરબારમાં ગયો.

---

# યમરાજ વિગેરેની ફરિયાદ.

---

યમરાજાના* કારકુનો ચિત્ર અને વિચિત્ર એ બે ભરતખંડનો વાર્ષિક હિસાબ દેખાડવા સારૂ યમપુરીમાં ગયા, અને યમરાજાની આગળ નમસ્કાર કરીને બેઠા. ત્યારે યમરાજે ભરતખંડના સમાચાર પૂછ્યા, એટલે તે કારકુનો બોલ્યા કે, મહારાજ, થોડીક મુદત થઇ આપણા અમલને નુકશાન કરે એવો એક માણસ પેદા થયો છે, તે શેતાનનોજ અવતાર હશે એમ લાગે છે.

**યમરાજ** બોલ્યો કે—તે શું કરે છે. ?

**ચિત્ર**—મહારાજ, મૃત્યુલોકનું તળાટું હવે બીજા કોઇને સોંપો; કેમકે આપના હૂકમો હવે ત્યાં અમારાથી બરાબર અમલમાં લાવી શકાતા નથી તેથી અમને ઠપકો મળે એવું છે.

**યમરાજ**—આમ થવાનું કારણ શું ?

**વિચિત્ર**—આપના ઉપર ઇશ્વરની કમ મહેરબાની હોય એમ જણાય છે.

**યમરાજ**—તે તમે શા ઉપરથી કહો છો ?

**ચિત્ર**—ભવિષ્ય કાળે શું થશે તે જાણવાનો અધિકાર ઇશ્વરે આપને આપેલો નથી. દમયંતી કોને પરણશે તે વાત અગાઉથી આપ જાણી શક્યા નહોતા. તેથી દમયંતીના સ્વયંવરમાં તેને પરણવાની લાલચથી આપ તથા વરૂણદેવ, અગ્નિદેવ, અને ઇંદ્રદેવ ગયા હતા. જો યમલોકમાં અગ્નિલોકમાં, વરૂણલોકમાં કે ઇંદ્રપુરીમાં પ્રશ્ન

---

*યમરાજા—એટલે મોતરાજા. જેમ નદીદેવી, સમુદ્રદેવ, પર્વતદેવ, તેમજ વરૂણદેવ એટલે જળદેવ, ઇંદ્રદેવ એટલે સ્વર્ગનો રાજા કલ્પેલો છે. અનેક પ્રકારના રોગ છે તે યમના દૂત કલ્પેલા છે, એક અંગ્રેજી બુકમાં પણ મોતની મૂર્ત્તિ ચિત્રેલી મેં દીઠી છે.

કુંડળી જોઇને ભવિષ્યની વાત કહી આપે એવો કોઇ જોશી હોત, તો તમો તેને પૂછીને દમયંતીને પરણવા જાત, અને એટલી બધી ફજેતી થાત નહિ. પણ ભવિષ્ય જાણવાનો અધિકાર તો પરમેશ્વરે કોઇને આપ્યો નથી; પોતેજ રાખ્યો છે, તેથી એમ થયું હતું.

પણ હાલમાં સાચા જોશી નામે એક માણુસ ભરતખંડમાં પેદા થયો છે. તે ત્યાંના લોકોની જન્મોત્તરી, વર્ષફળ અને પ્રશ્નકુંડળી વગેરે જોઇને ભવિષ્ય કાળે થવાની વાતો અગાઉથી કહી આપે છે, તેથી આપનો હૂકમ એવો હોય કે અમુક માણસનો જીવ રણવગડામાં લેવો, તો તે હૂકમ આપના દૂતો અમલમાં લાવી શકતા નથી; કેમકે સાચો જોશી પેલા માણુસને અગાઉથી ચેતાવે છે કે ફલાણે દહાડે ફલાણી વેળાએ તમારે મરવાનું છે, એટલે તે માણુસ તે દહાડે જંગલમાં જાયજ શું કરવા ?

જે માણુસે જેવાં પાપ કે પુણ્ય કર્યાં હોય તે પ્રમાણે તેને શિક્ષા કરવાનો ઇશ્વરનો કાયદો છે, તેથી કોઇને પાણીમાં બૂડાડીને, કે ઇમારત પાડીને તેમાં ચગદી મારીને તેના જીવને લઈ આવવો હોય; કોઇને સગાંવહાલાંનો વિજોગ પડાવીને તેનો જીવ લેવાનો આપનો હૂકમ હોય; પણ તે જન્મોત્તરી ઉપરથી આગળથી ચેતે છે, એટલે કાયદા પ્રમાણે કાંઇ થતું નથી. જો કોઇને કહીએ કે આ ઘર આજ તૂટી પડશે અને તેમાં તું ચગદાઈ મરવાનો છે, તે વાતની તેને પકી ખાતરી થાય તો પછી એવો કોઈ ગાંડો હોય કે તે ઘરમાં રાતે સૂઇ રહે ?

એવામાં જાસુસે આવીને જાહેર કર્યું કે મહારાજ, ઇંદ્ર, વરુણ, અને અગ્નિદેવ પધાર્યા છે, તેઓ હજુરમાં આવવાની પરવાનગી માગે છે.

**યમરાજ—**આવવા દો.

પછી તે ત્રણે દેવો આવીને યમરાજને નમસ્કાર કરીને આસનો ઉપર બેઠા.

**યમરાજ**—આજ ઘણે વર્ષે અહિં આપનું પધારવું શા કારણથી થયું ?

**ઇંદ્રદેવ**—મૃત્યુલોકમાં એક શેતાન જાગ્યો છે, તે વાત આપના જાણવામાં આવી હશે.

**યમ**—હા, આ કારકુનોએ તે વાત મને કહી.

**ઇંદ્ર**—રાજા કોઇના ઉપર પ્રસન્ન થાય તો બીજી બધી વિભૂતિઓ તેને આપે, પણ પોતાની રાજગાદી કોઇને બક્ષીશ આપે નહિ; અને કોઈ ઘરધણી પણ કોઇને ધનમાલ વગેરે બક્ષીશ આપે, પણ પોતાની સ્ત્રી કોઇને આપી દે નહિ. તેમજ ઇશ્વર અનેક પ્રકારની વિભૂતિઓ આપે, પણ ભવિષ્ય જાણવાની શક્તિ તો કોઇને બક્ષીશ આપેજ નહિ, તેમ છતાં આ સાચા જોશીને કેમ આપી હશે, તે સમજાતું નથી ! હવે ઇશ્વરી કાયદા પ્રમાણે ભરતખંડમાં દુકાળ પાડીને, ત્યાંના લોકોને તેઓના ગુનાની શિક્ષા કરવી હોય, તો તે બની શકતું નથી. કેમકે અમારા દુત બાર મેઘ છે, તેઓને હું હુકમ કરૂં કે તમે ભરતખંડમાં આ સાલમાં વૃષ્ટિ કરશો નહિ, કેમકે ત્યાં દુકાળ પાડીને ત્યાંના લોકોને ઇશ્વરી કાયદા પ્રમાણે શિક્ષા કરવી છે. તો મેઘ વૃષ્ટિ નહિ કરે, પણ સાચા જોશીના ચેતાવ્યાથી ત્યાંના લોકો અન્નનો સંગ્રહ પુષ્કળ કરે છે, એટલે દુકાળથી શિક્ષા થઈ શકતી નથી. પછી જેની આવરદા ખૂટી હોય, તેને બીજા હરકોઇ પ્રકારથી તમારા દૂતો યમપુરીમાં પકડી લાવે છે.

**વરૂણદેવ**—ઇશ્વરી કાયદા પ્રમાણે જે કામ અમારી કોરટમાં ચાલવું જોઇએ તે અમે પણ ચલાવી શકતા નથી.

**અગ્નિદેવ**—અમારી કોરટનું પણ એમજ થયું છે; કોઈ માણસનો જીવ લેવાની શિક્ષા કરવાનો અધિકાર કાયદા પ્રમાણે તો અમારો હોય છે, પણ સાચો જોશી લોકોને ચેતાવે છે એટલે તે માણસ એવી સાવચેતીમાં રહે છે કે અમારાથી તેને કાંઇ થઇ શકતું નથી.

**વરૂણદેવ**—જેમ કોઇ કપટી માણસ "ધણીને કહેશે ધા અને ચોરને કહેશે નાશ"; મતલબ કે કોઇ ચોર ચોરી કરીને જતો હોય, તે ચોરને કહેશે કે તું માલ લેઇને આ રસ્તે થઇને નાશી જા, અને પછી માલધણીને પણ સલાહ આપે કે આ રસ્તે ચોર ગયો છે તેની પાછળ તું દોડ. એવું કામ કપટી માણસ કરે, પણ પરમેશ્વર એવું કદી કરે નહિ. આપણને હુકમ કરે કે તમારે અમુક માણસને આવા પ્રકારની શિક્ષા કરવી, અને તે માણસને ચેતાવવા સારૂ જન્મકુંડળી, અને પ્રશ્નકુંડળીઓ જોનાર જોશી જગતમાં પેદા કરે, એવું કરવું ઇશ્વરને ઘટે નહિ.

**યમ**—ચાલો આપણે સઉ વૈકુંઠમાં જઇને પ્રભુને આ વાત પૂછી જોઇએ.

પછી તે ચારે અમલદારો ઇશ્વરની હજુરમાં ગયા. ઇશ્વરે સન્માન કરીને બેસાર્યા, અને તેઓને આવવાનું કારણ પૂછ્યું.

**યમરાજ**—માહારાજ, હાલ મૃત્યુલોકમાં એક સાચોજોશી પેદા થયો છે તે ભવિષ્યની વાત કહીને લોકોને અગાઉથી ચેતાવે છે, તેથી ઇશ્વરી કાયદા પ્રમાણે જે માણસને જેવી શિક્ષા કરવાની હોય તેવી અમે કરી શકતા નથી. માટે આપની મરજી હોય તો સૃષ્ટિના કાયદાની કલમો ફેરવીને નવા કાયદા બાંધો. પણ જ્યારે કાયદા પ્રમાણે અમે અમલ કરી શકિયે નહિ, ત્યારે અમને આપની તરફથી ઠપકો મળે તે ઠીક નહિ. સાચાજોશીથી ભરતખંડના લોકોમાં પણ મોટો ગભરાટ ઉઠયો છે, અને લોકોએ પોતપોતાના ઉદ્યોગ છોડી દીધા છે, તેથી માણસ જાતિનો નાશ થશે એવું લાગે છે.

ભરતખંડમાં જન્મ ધરેલા રામ, કૃષ્ણાદિક ઇશ્વરી અવતાર કહેવાયા તેઓ પણ ભવિષ્યની વાત જાણવાનો અધિકાર વૈકુંઠમાં મૂકીને આવતા હતા, પણ તેઓ માણસનો અવતાર ધરીને ભવિષ્ય જાણવાનો અધિકાર ધરાવતા નહોતા. સીતાને રાવણ હરી ગયો તેની

ખબર રામને પડી નહોતી, તેથી વનમાં રોતા ફર્યા, અને માણસને, પશુને, અને પક્ષીઓને પૂછતા ફર્યા.

તેમ છતાં આ જોશી જન્મોત્તરી, વર્ષફળ, અને પ્રશ્નકુંડળી જોઇને ભવિષ્યની વાત કહી આપે છે, એતો મોટા આશ્ચર્યની વાત છે, કેમકે ભવિષ્ય જાણવાની શક્તિ અમને પણ આપે આપી નથી.

**યમરાજ**—મહારાજ, રાજનીતિમાં પણ કહ્યું છે કે રાજાના મનની વાત કોઈ જાણી શકે નહિ, એમ રાજાને વરતવું જોઇએ, તો આપ અનંત કોટી બ્રહ્માંડોના રાજા છો, આપના મનની ઇચ્છા પ્રમાણે જગતમાં બધું થાય છે, તે છતાં આપના મનની વાત અલ્પ આયુષ્યવાળું માણસ પણ કળી શકશે, ત્યારે આપના રાજ્યનો વહિવટ શી રીતે ચાલી શકશે ? આ એક બ્રહ્માંડ તો ઉજડ થવા બેઠું છે, અને વળી બીજા બ્રહ્માંડમાં પણ ભવિષ્ય જાણવાની શક્તિ કોઇને આપશો તો તે પણ ઉજડ થશે.

**વરૂણદેવ**—આપનો હૂકમ હું અમલમાં લાવી શકતો નથી, માટે મારી નોકરીનું હું રાજીનામું આપું છું, આપ ફરમાવો તેને હું મારી જગાનો ચાર્જ આપું.

**યમરાજ**—અમારો પણ સઉનો એજ વિચાર છે; અમે પણ રાજીનામાં આપવા આવ્યા છીએ.

એવામાં ત્યાં નારદજી પધાર્યા. ઇશ્વરે નારદને મૃત્યુ લોકના સમાચાર પૂછ્યા.

**નારદ**—મહારાજ, પેલા સાચાજોશીથી તો મૃત્યુલોકમાં મોટો ગભરાટ ઉઠયો છે.

**પ્રભુ**—મેં તમને અગાઉથી કહ્યું હતું કે ભવિષ્યની વાત જાણે એવો કોઇ મૃત્યુલોકમાં જોઇએજ નહિ, પણ તમે ઘણો આગ્રહ કર્યો તેથી સાચાજોશીને પેદા કરીને અમે ત્યાં મોકલ્યો. હવે તમારી ખાત્રી થઈ?

**નારદ**—હા મહારાજ, હવે મારી પક્કી ખાતરી થઇ કે જન્મોત્તરી, વર્ષફળ વગેરે ફળાદેશના સાચા ગ્રંથો મૃત્યુલોકમાં હોય તો ઉલટી ઘણી ખરાબી થાય, માટે જ્યોતિષના ફળાદેશના ગ્રંથો છેક નિરૂપયોગી છે એમાં શક નથી.

હવે સાચાજોશીને તેનાં પુસ્તકો સુદ્ધાં ત્યાંથી તેડાવી લો, નહિ તો મૃત્યુલોક ઉજડ થશે.

**પરમેશ્વર**—(યમને) જાઓ, તે સાચાજોશીને ભરતખંડમાંથી તમારા યમપુરમાં લઇ જાઓ. યમરાજ કહે કે યમપુરીમાં તેને રાખીએ તો યમપુરી પણ ઉજડ કરે, માટે અમારે ત્યાં એવો જોશી જોઇતો નથી.

**ઇશ્વર**—ત્યારે મહાસાગરમાં ઉજડ બેટ હોય ત્યાં કાળાપાણીએ તેને પહોંચાડો, અને તેનાં પુસ્તકો ખારા સમુદ્રમાં નાંખી દો. આજ પછી ભવિષ્યની વાત જાણવાનો અધિકાર હું કોઇને નહિ આપું, અને જન્મોત્તરી, વર્ષફળ કે ગ્રહકુંડળી ઉપરથી ભવિષ્યની વાત કળી શકાશે નહિ, એવો બંદોબસ્ત હું કરીશ. ભરતખંડના ઘણાખરા લોકો ઠગ હોવાથી તેઓને લાયક ઠગજોશીઓ થોડીક મુદત સુધી રહેશે, તેઓ જ્યોતિષને બહાને ગપ્પો મારીને લોકોને ઠગશે.

અને જે રીતે દોરા ચીઠીઓ કરનારાનું, કીમીઆગરનું, અને ભુવા વગેરે ઠગલોકનું ઠગાઇથી ગુજરાન ચાલે છે, તેમજ ભરતખંડમાં જ્યાંસુધી લોકો ભોળા હશે, ત્યાંસુધી તે ઠગ જોશીઓનું પણ ગુજરાન ચાલશે, એમ કહીને તે દેવોને વિદાય કર્યા.

યમરાજાએ પોતાના દૂતોને આજ્ઞા કરી કે મૃત્યુલોકમાંથી સાચાજોશીને પકડી લાવીને મહાસાગરના ઉજડ બેટમાં પહોંચાડો, અને તેનાં પુસ્તકો ખારા સમુદ્રમાં નાંખી દો. પછી દૂતોએ જમ્રને તેમ કર્યું.

સાચાજોશીએ બે વર્ષ સુધીમાં જે લોકો મરવાના હતા, તેઓની મરણતિથિઓ કહી હતી, તેથી બે વર્ષ સુધી ઘણાં કુટુંબોમાં મોટી ઉદાસી અને ગભરાટ ચાલુ રહ્યો. એટલી મુદતમાં ખેતીવાડીના કામમાં અને વેપાર વગેરેમાં મોટી ખલેલ પહોંચી. પણ તે બે વર્ષ વીતી ગયા પછી લોકોની સ્થિતિ પાછી સુધરવા લાગી, અને ઠગ જોશીઓનો ધંધો પાછો થોડો થોડો ચાલતો થયો. કેટલાએક લોકો એમ કહેવા લાગ્યા કે પેલા સાચાજોશી કરતાં આ ઠગ જોશીઓ સારા, કેમકે તેમની ગપ્પો ઉપરથી લોકોમાં એવો ગભરાટ ઉપજતો નથી. જો તેઓનાં પુસ્તકો સાચાં હોત તો સાચાજોશીના પુસ્તકોની જેવી વલે થઇ, તેવી વલે તેમનાં પુસ્તકોની પણ થાત.

જે ખરા સમજુ લોક હતા તેઓ તો જૂઠા જોશીના પુસ્તક ઉપર લગારે ભરોસો રાખતા નહોતા. રાજાએ જૂઠા જોશીનાં પુસ્તકો જપ્તીમાં રાખ્યાં હતાં તે તેને પાછાં સોંપ્યાં, અને તેની વિદ્યા માટે નહિ, પણ બ્રાહ્મણ જાણીને અથવા રોજ ખુશામત કરે તેથી પોતાના ઘરનો આશ્રિત જાણીને જ્યોતિષને બહાને થોડું ઘણું રાજા તથા શ્રીમંતો તેઓને દાન દક્ષણા દાખલ આપતા હતા. અને કેટલાએક ભોળા લોકો તેની વિદ્યાને સાચી માનતા હતા, તેથી તેઓને કોઇ વખતે નુકસાન થતું હતું. તેઓની ઘણા લોકો મશ્કરી કરતા હતા કે જુઓ, કેવો મૂર્ખો કે જોશીના કહેવા ઉપર ભરૂસો રાખીને ભાઇએ વેપાર કર્યો!! આજ કળિજુગમાં જોશીની વાત સાચી ન હોય, એટલી પણ અક્કલ પહોંચી નહિ.

## કરણાવતીની ચઢતી દશા.

સાચાજોશીએ કહેલું હતું તેજ દહાડે રાણીને ગર્ભ રહ્યો. રાજાએ અગાઉથી કંકોતરીઓ લખીને તે દિવસના ઉત્સવ ઉપર સગાવહાલાઓને તેડાવ્યા હતા, અને માગણ લોકોનો પણ મોટો મેળો થયો હતો. રાજાએ ઘણા રૂપૈઆ ખરચીને આખું શહેર શણગાર્યું હતું. ઘેર ઘેર તોરણ બંધાવ્યાં હતાં, અને કોઇને શોક પાળવા દીધો નહોતો. દરબારમાં મોટો મંડપ રચ્યો હતો અને આખા પરગણામાં અગાઉથી લખી જણાવ્યું હતું કે ફલાણે દહાડે રાણીને ગર્ભ રહેવાનો છે, અને મોતીઝરો કુંવર તેના ગર્ભમાં આવશે, માટે તે દહાડે હરેક ગામમાં સાકર વહેંચવી. તે પ્રમાણે બધે ઠેકાણે થયું હતું.

નવ માસ પૂરા થતાં જોશીએ કહેલે દહાડેજ કુંવર અવતર્યો. તે જ્યારે બોલવા શીખ્યો, ત્યારે ઉચ્ચાર કરતાં પ્રત્યેક અક્ષરે લાખ લાખ રૂપૈયાની કીમતનું મોતી તેના મ્હોંમાંથી ઝરતું હતું, તેથી રાજાને દોલતનો પાર રહ્યો નહિ. આ પુસ્તકમાં લખેલા દાખલા બન્યાથી, તથા પ્રધાનની શીખામણથી રાજાની ખાતરી થઇ કે જ્યોતિષના ફળાદેશના ગ્રંથો જૂઠા છે અને તે નિરૂપયોગી છે, તેથી જોશીઓને કહ્યું કે તમારા દીકરાઓને ખરી જ્યોતિષ વિદ્યા (ખગોળ વિદ્યા) ભણવા પરદેશમાં મોકલો, નહિ તો તમારાં વર્ષાશન બંધ કરીને જે ખરી વિદ્યા ભણી આવશે તેઓને આપીશું, એ રીતે ખરી જ્યોતિષવિદ્યાને ઉત્તેજન આપ્યું.

પરદેશી ભાષાઓના ખરા જ્યોતિષના ગ્રંથોના તરજુમા દેશી ભાષામાં કરાવ્યા, અને તેથી ચીન, વિલાયત, અને અમેરિકા વગેરેમાં ગ્રહણ અને ગ્રહોના તારા ક્યારે દેખાશે? તેનો પણ વરતારો થઈ શકે, તથા નવા ગ્રહો શોધી કહાડે, અને પૂછડીઆ તારાની ગતિ પણ વરતી શકે એવા જોશીઓ તેના દેશમાં થયા.

પછી એવું સાચું જ્યોતિષ ભણવાની એક શાળા સ્થાપી. ગ્રહવેધશાળા, નળિકાયંત્રો, તથા ગ્રહયંત્રો કે જેથી દિવસે તારા દેખી શકાય, તથા ગ્રહો કેવી રીતે ફરે છે તે સમજી શકાય, એવા યંત્રો ઠરાવ્યા. અને બરાબર ગ્રહોની શોધ કરાવીને જૂના ગ્રંથોના ગણિતમાં તફાવત પડી ગયો હતો તે ગ્રંથો સુધરાવ્યા અને ફળાદેશના વહેમખંડનના ગ્રંથો રચાવીને પ્રજાનો વહેમ મટાડયો, અને ફળાદેશના ગ્રંથો એક સંગ્રહસ્થાનમાં મૂક્યા.

પછી છેલ્લી વારે એવો કાયદો કર્યો કે કોઇ માણસ જન્મોત્તરી, વર્ષફળ, આદિકને બહાને કોઇને ઠગીને કાંઇ લેશે, તો તેને શિક્ષા કરવામાં આવશે. અને બાળકનાં નામ પાડવાની રીત એવી ઠરાવી કે નામના એક અક્ષર ઉપરથી જન્મનો સંવત્ જણાય, બીજા અક્ષર ઉપરથી માસ અને ત્રીજા અક્ષર ઉપરથી જન્મની તિથિ જણાઈ આવે એવું નામ પાડવું.

મોતીઝરા કુંવરની ઉમર મોટી થઇ, એટલે તેને સારી પેઠે વિદ્યાઓ ભણાવીને મોટા રાજાની કુંવરી જે તેના લાયક હતી તેની સાથે પરણાવ્યો. પછી તેને કુંવર અવતર્યો તેને રાજા રોજ ખોળામાં બેસારીને રમાડતો હતો. રાજા વૃદ્ધ થયો, એટલે મોતીઝરા કુંવરને ગાદીએ બેસાર્યો, તેણે મોટી ફોજ રાખીને બધા દેશ તાબામાં લીધા, અને ચક્રવર્ત્તી કહેવાયો.

પરમેશ્વર આવો દેખાવ, આપણા દેશનો હવે ક્યારે દેખાડશે.

---

# ગ્રંથકર્તાનો અભિપ્રાય.

ફળાદેશના ગ્રંથોમાં મુખ્ય વાત એ છે કે માણસને તનની કે મનની જે પીડા થાય છે તે ગ્રહપીડાથીજ થાય છે, અને વૃદ્ધિ કે હાનિ થાય છે તે પણ શુભાશુભ ગ્રહથીજ થાય છે. બીજી બાબત એ છે કે ભવિષ્યકાળે જે થવાનું હોય તે જ્યોતિષ ઉપરથી જાણી શકાય છે.

હવે એ વિષે મારો વિચાર એવો છે કે કુંભારનાં ઘડેલાં વાસણોને અને ઇશ્વરનાં ઘડેલાં પ્રાણીઓને હાનિ, વૃદ્ધિ, સુસ્થિતિ કે કુસ્થિતિ વગેરે જે કાંઈ થાય છે તે સૃષ્ટિના નિયમથી થાય છે. તે નિયમનું નામજ ઇશ્વિર—ઇચ્છા, અથવા નશીબ છે, માટે ગ્રહપીડાથીજ સુખ કે દુઃખ થાય એ વાત ખોટી છે. આ નીચે લખેલા છપ્પાથી તેની ખાતરી થશે. અને ભવિષ્યની વાત કોઇ જાણી શકતું નથી એ વિષે નીચે લખેલી એક કવિતાથી ખાતરી થશે.

### છપ્પો.

રવિને શિર રિપુ રાહુ, ચંદ્ર, ક્ષયરોગી આપ,<br>
મંગળ છે અંગાર,* બુધ શિર કલંક છાપ,<br>
ગુરૂએ ગુમાવિ નારી, શુક્ર આંખે છે કાણો,<br>
શનિ લૂલો સર્વદા, રાહુ ધડ વિના ગણાણો;<br>
વળિ કેતૂને માથું નથી, એમ નવે દુખિયા થયા,<br>
ગ્રહ નડવાથિજ દુખ થાય તો, ગ્રહને ગ્રહો નડ્યા કિયા? ૧

---

* મંગળ ઝિખતા અંગારા જેવો છે, માટે તેનું નામ અંગારક પણ છે.

## ભવિષ્ય વિષે કવિતા.

સીતાપતિએ ન જાણ્યું સીતાનું હરણ થશે,
સીતાએ ન જાણ્યું જે સન્યાસી § પ્રતિકૂળ છે.
દેવપતિએ ન જાણ્યું દમયંતી નહિ પામું,
નારદે ન જાણ્યું મોહિની તો માયા મૂળ છે;
ગૌતમે ન જાણ્યું જે આ કુકડામાં કપટ છે,
શુક્રે ન જાણ્યું જે ઝારીમાં સંકટ શૂળ છે;
કહે દલપતરામ—આજ કળિકાળ મધ્ય,
જોશીઓ ભવિષ્ય જાણે ધારવું તે ધૂળ છે.

---

## શુકન, મુહૂર્ત્ત વિષે કહ્યું છે કે—

### પદ—

શુકન મુહૂર્ત્ત સાચાં નથી, એ તો ભ્રમણા છે ભાઈ;
જન્મોત્તરી પણ જાણજો, ઠાલી ઠગની ઠગાઇ. શુકન૦ ૧
સારા શુકન જોઈ સાંચરે, આવે જો ખત્તા ખાઇ;
તોપણ વહેમ ટળે નહીં, મોટી એ મૂરખાઇ. શુકન૦ ૨
શોધી મુહુરત નાનાસાહેબે, બંડ કારમુ કીધું;
વણ મુહુરતે "વિલાયતી લોકે" લડી રાજ્ય લીધું. શુકન૦ ૩
શુકન જોતાં સામો જાય છે, જાય હાથથી બાજી,
કાંતો હિંમત હઠી જાય છે, તતકાળની તાજી. શુકન૦ ૪
અડચણો આડી હોય જે, એજ છે અવજોગ,
વાર કવાર ન—વાંચશો, આપે કરતાં ઉદ્યોગ. શુકન૦ ૫
આ કહુંછું અનુભવથકી, નહિ મિથ્યા મમતથી;
વહેમ તજો મારા વહાલાઓ, કરો કામ હિમતથી. શુ૦ ૬

---

§ રાવણ સંન્યાસીનું રૂપ ધરીને સીતાનું હરણ કરવા આવ્યો હતો તે.

કોઈ કહે ટાળ્યા નવ ટળે, લખ્યા છઠીના લેખ;
તો પણ તે શોધે શુકનને, પૂછે છે મીન મેખ. શુકન૦ ૭
શોધે સરોદો શિખીને, ચંદ્ર સૂરજ નાડી;
સત્ય અસત્ય શોધ્યા વિના, દંભ રાખે છે દહાડી. શુકન૦ ૮
રોગીને રોગ મટાડવા, શોધો વૈદક સાચું;
જંતર મંત્ર જુઠા ગણી, ડાટો દંભીનું ડાચું. શુકન૦ ૯
મૂર્ખ લોકો કરે માનતા, જાણે રોગ ઘટાડે;
દેવી દેવો નથી લાંચિયાં, લાંચ લઇને મટાડે. શુકન૦ ૧૦
માનતાથી જો મટે સહી, જરવાળાજ જીવે;
પૂરી રચાવે પાંચસેં, દીપમાળાઓ દીવે. શુકન૦ ૧૧
ભ્રમણા ભાગો બાઇ ભાઇઓ, ઉરમાં સમજીને આમ;
ભાવ ભલે પ્રભુને ભજો, દાખે દલપતરામ, શુકન૦ ૧૨

---

## कवित.

સારૂં કામ સાધવાને શૂરાને શુકન કર્યા,
ચંદ. ને આનંદયોગ ફંદ ફાવે ફોશીને.
ઘર ચલાવામાં ઘરધણી ઘણો ઘેલો હોય,
પળ પળ પ્રતિ જાય પુછવા પાડોશીને;
ક્યારે ન્હાઉં, ક્યારે ખાઉં, ક્યારે સેજે સુઇ જાઉં,
ક્યારે જાઉં કચેરી કલમ કાને ખોશીને.
જાણે તેતો સઘ કામ સાધે દલપતરામ,
જાણે નહિ તેતો જઇ પુછે જાણા જોશીને. ૧



